

નબી (સલ.) નું કહેવું છે.

“ અલ હયાઓ શોઅબતનું મિનલ ઇમાન ”

હયા એટલે લાજ ઇમાનની શાખાઓમાંની એક શાખા છે.

# પરદો અને ઇસ્લામ.

( રચી છપાવી પ્રસિધ્ધ કર્તા )

એમ, એ, (સેવક) રાંદેરી

ઠે૦ અહમર મનઝિલ મુ૦ રાંદેર.

આવૃતિ ૨ જી. નકલ (૧૦૦૦)



સને હીજરી ૧૩૪૫ માહે મોહરમ.

કીંમત રૂા. ૦-૪-૦

સુરતમાં મળવાનું ઠેકાણું.

મુનશી ગુલામેખ્વાજા મોલવી ગુલામેહુસેન

બુકસેલર.

મોટી ઘડીઆળ આગળ, સુરત.

મુદ્રક—હરગોવનદાસ હરકીશનદાસ

મુદ્રણસ્થાન—શ્રી "અંબિકા વિજય" પ્રીન્ટીંગ પ્રેસ,

બરાનપુરી ભાગોળ ભાજીવાળી પોળ-સુરત.





# ઉપોદ્ઘાત.

### શેર. ૧.

“વોહ શોકત વ શાને જીન્દગાની ન રહી.
ગેરતકી હરમમે પાસબાની ન રહી.
પરદા ઉઠા તો ખુલ્ર ગયા અય, “અકબર”
ઇસ્લામમે વોહ લનતરાની ન રહી.

---

### શેર, ૨.

“બે પરદા કલજો આઇં નજર ચન્દ બીબીયા.
“અકબર” ઝમીમે ગેરતે કૌમીસે ગળ ગયા
પુછા જો ઉનસે આપકા પરદા વોહ કયા હુવા,
કેહને લગી અકલપે મરદોંકી પળ ગયા.

# ૨

# સર્વ સ્તુતિ અને વખાણુ તે પરમકૃપાળુ દયાનિધાન ઇશ્વર માટેજ છે.




શ્વરનું સ્તોત્ર લખ્યા પછી મારા સુજ્ઞ વાચક વર્ગનું લક્ષ ખેચું છું કે આપણા નવયુગમાં હિન્દ દેશમાં યુરોપની કેળવણીનો પવન પ્રસાઇ જવાને લીધે મોટે ભાગે હિન્દવાસીઓમાં સુધારા વધારાનો પ્રવેશ રૂઢીઓમા તેમજ દેશની ઉન્નતિ અર્થેની બાબતોમાં સમ્પાદન થવા પામ્યો છે. જેથી આપણા સુધરેલા અને તર્કશાસ્ત્રથી કેળવાયલા સાહેબો તર્કબાજ થઇ પડયા છે અને નિત્ય તર્કના સાગરમા ડબોકીયાં લેતા રહે છે અને વાત વાતમાં તર્કશાસ્ત્રની રૂએ સિધ્ધાંત સમજવાને ઇચ્છા કરે છે એટલા માટે મારો વીચાર થયો કે પરદો અને ઇસ્લામની બીજી આવૃતીમાં થોડી ઘણી તર્કશાસ્ત્રની દલીલો પણ લખી જણાવું જેથી તર્કબાજોના ભેજા પણ સંતોષ પામે.

નંબર ૧
પરદો અને તર્કબાજ.

જાણવું જોઇએ કે આપણા હિન્દ દેશમાં પોલિસી એટલે સંસાર વ્યવહાર કૌશલ્ય તથા કેળવણી તથા વીચારોના મતભેદ અર્થે વિદ્વાન સમાજમાં બે જુદા જુદા વિભાગો જોવામાં આવે છે. જેમાંથી એક ભાગ પ્રાચીન કાળની કેળવણીના મુજબ પોતાના આચાર વિચાર દર્શાવે છે અને બીજા ભાગવાળા નવયુગની સુધરેલી કેળવણીથી કેળવાયલા દરરોજના નૌતમ વીચારો દર્શાવનાર વખતના બેટાઓ કહેવાય છે.

ઉપર લખી જણાવવા મુજબ ઘણું કરીને મીસર દેશના વિદ્વાનોની પણ એજ હાલત છે. પરંતુ હિન્દ દેશના વિદ્વાનોમાં અને મીસર દેશના વિદ્વાનોમાં માત્ર અંતર એટલોજ છે કે આપણા નૌતમ હિન્દના વિદ્વાનો નોકરી તથા નોકરી શાહી ધંધા રોજગારમાં જોડાવા સિવાય બીજા કોઇપણ પ્રકારના ઉન્નતીના લાભ અર્થે આવેલા ધંધા રોજગારમાં જોડાઇને સહાસિક બનવાને માઇલો બંધ દુર જઇને પડયા છે. જો કે તેઓ કાળા હુન્નર ઉદ્યોગ વેપાર વણજના સહાસિક કાર્યોને સારી રીતે લાભકારક સમજી શકે છે કે એમા દેશની ઉન્નતીનું મુળ સમાએલું છે, છતાં તે તરફ લક્ષ આપતાં નથી તથા તે ઉપર પ્રયોગ કરતા નથી. આથી ખુલ્લી રીતે જણાઇ આવે છે કે હિન્દવાસી સુધરેલા વિદ્વાનોમાં દેશ કોશલ્યના ગહન મુળ સમજવાની પ્રકૃતિ ઉત્પન્ન થયેલી નથી. જો હોત તો શા કારણે પ્રયોગ નહીં કરતા નકામાં બાંકા પુંકયા કરે છે, અને તે પ્રત્યે પૈસા ટકા કમાઈને સંસાર લીલામાં નિત્ય મગ્ન રહે છે. આથી તેમના વીચારોમાં નિત્ય મોજમજાહ અને વિલાસમાં વૃધ્ધિ થતી જાય છે જેથી એ લોકોને વિલાસીપણામાં ખરા ખોટાનું ભાન રહેતું નથી અને મનમા આવે તેવા ધર્મ સંબંધી તેમજ સંસાર સંબંધી બાબતોને શોભા સમાન સમજીને તેમા સૌન્દર્યપણુ બતાવવાની કોશીસો કરે છે તેમાની એક બાબત સ્ત્રીઓને પરદામાં રાખીને તેઓના સૌન્દર્ય રૂપનું રક્ષણ કરવા વિષેની પણ છે.

ઇસ્લામ ધર્મના સ્ત્રીઓને પરદા કરવા વિષેના કાયદાના મુળ રૂપના હેતુઓને હું આગલ લખી ગયો તે મુજબ આપણા સુધરેલા વિદ્વાનો પોતાની સમજ શકિતની ખામીને લીધે લીલાની મોજમા મનમા આવે તેવા લખાણો કરી દે છે. જેથી એ લોકોને તેમજ સાથે દેશના અભણ વર્ગના લોકોને તેમજ નવા ઉધરતા વિદ્યાર્થીઓને નુંકસાનકારક થઇ પડે

છે. કેટલાંક સુધરેલી કેળવણીથી કેળવાયલા મુસલમાનો પોતાના ઉછાછળાપણાથી જાણે પોતે કોઇ મોટા તત્વવાદિ વિદ્વાન હોય એવો ડોલ ઘાલીને સ્ત્રીઓના પરદામા રહેવાને વિરૂદ્ધ લખાણો લખી જણાવે છે. સ્ત્રીઓને પરદો કરાવવું એ એક જાતનુ જંગલીપણું છે તેઓ ઉપર બળાત્કાર સમાન છે. આવા ધડા વગરના મનમાં આવે તેવા લેખો લખી દે છે અથવા મોઢેથી ભચડી દે છે. કેટલીકવાર આવા વિરૂદ્ધ બોલનારાઓને પોતાના સ્ત્રી મંડળમાં પારકા પુરૂષોથી પરદો નહી કરાવવાને લીધે વ્યભિચારી કાર્ય નજરો નજર જોઇ લેતા આપઘાત કરવાની નોબત આવી પડે છે. આપણા સુધરેલા વિદ્વાનો તરફથી સર્વથી પ્રથમ જે સવાલ ઉત્પન્ન થાય છે તે એજ સવાલ ઉત્પન્ન થાય છે કે જેવી રીતે પુરૂષોને સ્વતંત્રપણાથી રેહવાનો હક્ક છે તેવીજ રીતે શા કારણ સ્ત્રીઓને હક્ક નહી મળે? શું, એ બાપડીઓનો જીવ નહી?

નંબર ૨
તર્કબાજ અને
તેનો ઉત્તર.

પ્રથમ તો આપણા સુધરેલા તર્કબાજો ઇસ્લામી પરદાનો મુળ હેતુ સમજી શકયા નહી. જો તેઓ ઇસ્લામી પરદામાં સમાવેસ થએલા મુળ હેતુઓને સંપુર્ણ રીતે સમજી લેતો કદી પણ તેમના ભેજામાં વ્યર્થ સવાલો ઉત્પન્ન થવા પામે નહી કારણ કે ઇસ્લામ ધર્મ એ સ્ત્રીઓ માટે જે પરદાદારીના કાયદાઓ ઠેરવેલા છે તે એટલા બધા ખુબીવાળા શોભાયમાન છે કે સ્ત્રીઓના સ્વતંત્રપણામાં લેશ માત્ર પણ વાંધા જેવું થઇ પડે એમ નથી. જેનું ખુલાસાવાર બયાન આગળ જતાં લખી જણાવીશ.

જાણવું જોઇએ કે સ્ત્રી જાતી સ્વાભાવિક રીતે ઠેરવેલી બાબત એ છે કે તેઓ મનુષ્ય જાતિ અર્થે રક્ષણ અને અનુક્રમણિકા યોજક છે અને તેઓ માટે જે હદ ઠેરવેલી છે તે

કુડાલાની બહાર પગ મુકે છે તો તે સ્રીપણામાં નહી રેહતા પુરુષાર્થ સિવાય તે કાંઇ ત્રીજી વસ્તુ બની જાય છે એટલે પતિવ્રત અને સતીપણાના જે સદ્દગુણોનો તેમાં સમાવેસ છે તે જતા રહે છે જેનો અનુભવ પ્રતિદિન તે કૌમના તે સ્વજ્ઞાતી મંડળને સારી રીતે થઇ ગએલો છે કે જેઓએ પોતાની સ્રી મંડળને સ્વતંત્રપણુ આપી દીધેલું છે જેને માટે ઘણીવાર વર્તમાન પત્રોમાં મારા વાચવામાં આવ્યું છે કે આ સુધારો નહી પણ કુધારો છે. હવે તો આ નેત્રો જોવાની શક્તિ નથી ધરાવતી ઇશ્વર માટે તમારા સુધારાને ખેંચી લો. ખુલ્લી રીતે આપણી મા બેહનો પારકા પુરૂષો સાથે વ્યભિચારીના ચાળા કરે છે તે હવે કેમ જોવાય? શરમ કરો શરમ કરો.

સ્ત્રીઓના અવયવ એટલે અંગ વિભાગોમાં અને પુરૂષોના અંગ વિભાગોમાં જેમ મતભેદ જોવામાં આવે છે એવાં જાહેર મતભેદ સિવાયના બીજા ગુત્પ મત ભેદો તત્વજ્ઞાની શાસ્ત્રના નિયમ મુજબ તપાસી જોતા જણાય આવે છે, જેથી પણ સ્ત્રીઓને બાંધી દીધેલા હદના કુંડાલાની બહાર પગ મુકવાની ખુલ્લી રીતે દોષકારક જણાય છે. ઓગણીસમી સદીની એનસાયકલોપીડીયાનો ગ્રંથકાર લખી જણાવે છે કે જેણે પોતાના પુસ્તકમા ઘણા પુર્વાર દાખલા સહીત સ્ત્રીઓના અને પુરૂષોના અવયવના તફાવતને લીધે સ્ત્રીઓને પુરૂષો કરતા ઓછી અકકલની સાબેત કરી બતાવતા સાર એ જણાવ્યો છે કે સ્ત્રીઓ ઘર સંસારના કાર્યોજ માટે છે તેણીઓ બેરીસ્ટર તથા ડોકટર તથા સેનાધીપતી થવાને યોગ્ય નથી. સ્ત્રીઓ બાળકો એટલે મનુષ્ય જાતીને ઉત્પન્ન કરવાનું યંત્ર છે. તે પછી હદ બાંધેલી મુદ્દત સુધી બાળકોને કેવી રીતે ઉછેરવા અને તેઓને સંસારી કેળવણીમાં નીતીવાન કેવી રીતે બનાવવાને અર્થેનું કામ તેને સ્વભાવિક રીતે સોંપાયલું છે, એટલા માટે સ્ત્રીઓનું વલણ સ્વભાવિક રીતેજ બાળકોનું રક્ષણ કરવા

તરફ ખેંચાણુ થાય છે તેનુ રક્ષણુ કરવામાં પોતાના દુઃખ સુખનો લેશ માત્ર પણ ખ્યાલ કરતી નથી અને તે આપણુને રાત દિવસ જોવામાં આવે છે.

અંતઃકરણુ જે કે મનુષ્ય જાતિના જીવતરનું મુળ રહેઠાણુ છે તેને માટે તત્વજ્ઞાન નિયમ મુજબ અનુભવ લેતા સ્રી અને પુરૂષના અંતઃકરણુનો માપ તથા વજન લેતા સાઠ દ્રામ જેટલું ઓછું અને હલકું હોય છે એવીજ રીતે શરીરના વિભાગોમાં સમજ શક્તિનું ધામ ભેજુ ગણાય છે. જ્ઞાસિનુ ઓછુ વધતુ હોવાને કારણુ ભેજાના શકિત બળ ઉપર આધાર છે. આપણે (સાઇકોલોજીયા) એટલે મનુષ્ય જાતિના શ્વાસને લગતા વૈદક જ્ઞાનના લખનાર અનુભવી શાસ્રી પોતાના શાસ્ત્રોમાં જે જગ્યાએ ભેજાને લગતી બાબતો લખી જણાવેલી છે. તે ઉપર વીચાર દોડાવતા પુર્વાર થાય છે કે પુરૂષ કરતાં સ્ત્રી સમજ બુદ્ધિમાં ઓછી છે. પુરૂષના ભેજાનો મધ્યમ ભાગ સ્ત્રીના ભેજા કરતાં એકસો દ્રામ વધુ હોય છે. કદાચ કોઇને એવો સંદેહ થાય કે મુર્ખા અને અભણ પુરૂષો કરતા ભણેલી ગણેલી સ્ત્રીઓ અકકલમાં વધેલી હોય છે તો તેના જવાબમાં હું કહીશ કે પ્રમાણુ એટલે શું, તો તેનો જવાબમાં કહેવું પડસે કે તુલના કરવી, તો તુલના કરવામાં બન્ને વસ્તુઓ એક સરખી હોવી જોઇએ કે એક અધમ અને બીજી ઉત્તમ, ત્યારે તેના વિષે પણ એજ કહેવું પડશે કે બન્ને વસ્તુ એક સરખી હોવાની જરૂરત છે એટલે સોનાના મુકાબલામાં સોનું, રૂપાના મુકાબલામાં રૂપુ, માણેકના મુકાબલામાં માણેક, વિદ્વાનના મુકાબલામાં વિદ્વાન, અભણુના મુકાબલામાં અભણુ ત્યારેજ તે પ્રમાણે કરવું કહેવાય, નહી તો આજકાળના સમયમાં તો એક નબળામાં નબળા બાંધાની સ્ત્રી એક મોટામાં મોટા પહેલવાનને બંદુકથી અથવા પીસતોલથી મારી નાખે કે જે પહેલવાન પાસે પીસતોલ અને બંદુક નહી હોય તો એનુ નામ સરખામણી નહી કેહવાય, એને દરેક અકકલ મન્દ માણુસ હીચકારાપણુ કેહશે.

પ્રાણી વર્ગમાં તેમજ ઝાડપાન વર્ગમાં પણ તમો જોશો કે માદા કરતા નર વધુ જોરાવર હોય છે. હાલમાં કેમીસ્ટ્રી એટલે વનસ્પતિના સ્વભાવ ગુણ જાણવાના નિયમો લખી જણાવેલા છે તેની રૂએ જાણુમાં આવ્યું છે કે જે ફળદાર વૃક્ષો ઉપર ફળ સારી રીતે પોસાતા નથી તેમજ પ્રમાણુમા ઓછા થાય છે તો કેટલાક એવા વૃક્ષો છે કે જેઓમા નરમાદા હોય છે તેવા વૃક્ષોને નરમાદાને સાથે જોડાણ કરે છે. અરબસ્તાન દેશમાં મોટે ભાગે એનો રીવાજ છે એટલે જે માદા ઉપર ખજુર સારી રીતે પોસાતા નથી તેવી માદાને અને નરને એક સાથે જોડાણ કરે છે જેથી નર પોતાના બળમાંથી માદાને બળ આપે છે એટલે નર પૃથ્વીના માહેલા ભાગમાંથી પોતાના મુળીયાં વડે જે પાણીનો ભાગ ખેંચે છે તે માદા કરતા ઘણાજ પ્રમાણમાં વધુ ખેંચે છે તેમાંથી તે પોતાની માદાને મદદ આપે છે તેની રક્ષા કરે છે.

નંબર ૩
તર્કબાજ અને તેનો કાયદેસરનો પ્રશ્ન.

એક મનુષ્યજાતિ સ્વભાવિક રીતે સ્વતંત્ર છે, અને તે સ્વભાવિક સ્વતંત્રપણામાં પોતાને સંબંધે પુર્વાર થતું નથી એટલે કોઇ પણ એમ ચોક્કસ રીતે નથી કહી શકતું કે મારા સંબંધે આટલું પ્રમાણ સ્વતંત્રપણાનું છે અને ફેલાણાનું આટલું ત્યારે તે કઇ કસોટી અને ખરા ખોટાની પરિક્ષા છે કે જેના આધારે મનુષ્યજાતિનું એક સમુદાય તો સ્વતંત્રપણાથી લાભ ઉઠાવે અને બીજો સમુદાય તેનાથી વેગળો રાખવામાં આવે ?

(બી) જ્યારે મનુષ્ય ઇંદ્રિયોની ઉન્નતિ તથા નિમિત રીત ભાત અને વિવેકી જીવન અવશ્ય છે તો પછી શું કારણ કે સ્ત્રી જાતિને તેનાથી વેગળી રાખવામાં આવે અને પુરૂષોએ પોતાના અખત્યારમાં વિદ્યા હુન્નર કળા રાજકુશળતા અને સંસારની બીજી બધી બાબતો પોતાનેજ માટે અવશ્યમેવ ધારણ

કરી લીધી છે એનું શું કારણ તેઓને આ બધી બાબતોથી વેગળી રાખવામાં આવે છે, પ્રથમ તો તેઓને કેળવણી દેવામાં નથી આવતી અને કદાચ કૃપા કરી દેવામાં આવે છે. શું તે મનુષ્યજાતિ નથી. શું સ્રીઓમાં પુરૂષો સમાન મગજ શક્તિઓનો સમાવેશ નથી જો પુરૂષો સમાન તેઓમા પણ એક સરખા બળનું સમાવેશ છે તો આ ખુલ્લી રીતે તેણીઓ ઉપર બળાત્કાર કરવો કેહવામાં નહી આવે ઉપર લખી જણાવેલા સવાલો વખતો વખતના તર્કબાજો નિત્ય વર્તમાનપત્રોની મારફતે તેમજ પોતાના ભાષણોમાં કર્યા કરે છે અને તેમના મનમાં આવે એવાં વિવેચન કરીને અભણ પ્રજાને સમજુતી આપે છે પરંતુ ઇશ્વરની કૃપાથી અભણ પ્રજાને એમના દોષ રૂપી વચનોથી બચાવી લેવા માટે ઇસ્લામ ધર્મના મહાત્મા આલેમો તેમજ લેખકો ઘણાજ ખુબી ભરેલા ઉત્તરો સહીત ખંડન કરે છે જેથી સાર્વજનીક પ્રજાના લોકો ઇશ્વરેચ્છાથી સંતોષ પામી લે છે જેમાના કેટલાંક સવાલોના જવાબો સહીત હું આ મારા અલ્પ પુસ્તકમાં વાચક વર્ગની તેમજ જિજ્ઞાસુ વર્ગની જાણ માટે લખી જણાવું છું,

સ્ત્રી જાતિના પરદા અને હકો વિષેના જિજ્ઞાસુઓએ જાણવું જોઇએ કે ખુદાવંદ તઆલાએ તેની માયા શકિત બળથી આ જગતના સૃષ્ટિ પદાર્થોને ઉદ્દભવ આપીને તે માહેલી એક પછી એક પ્રત્યેક વસ્તુઓને કેવી રીતે રચના કરવી તે પ્રત્યેની યુકિતના ગહન કારણો અર્થે જગતના જુદા જુદા વિભાગ સ્થળો તથા દેશ અને પ્રાંતોમાં આબોહવા એટલે જળવાયુના સ્વભાવિક ગુણમાં તફાવત એટલે અંતર રાખીને દરેક સ્થળમાં વિવિધ ગુણોનો સમાવેશ કરી ત્યાંના રહેવાસીઓનો ભિન્ન ભાવ ગુણ લક્ષણ તથા શરીરના અંગવિભાગો તેમજ સંસારી ઇત્યાદી દરેક બાબતોમાં વધઘટ અને નીચ ઉંચ અર્થેના બંધારણો ઠેરવી દીધા જેથી આપણને અરસ પરસ સંસાર પદ્ધતિ

જીવન ગાળવામાં સેહેલાઇ થઇ પડે તમો મોટા મોટા શેહેરોમાં દરેક જુદા જુદા દેશ તથા પ્રાંતોના લોકોને જોયા હશે અનેકવાર તમારા જોવામાં પણ આવે છે કે કોઇ લાંબા હોય છે તો કોઇ ઠીંગણા તો કોઇ કાલા તો કોઇ ગોરા રંગના હોય છે. તેમજ કોઇ ચોડા મોઢાના તો કોઇ લબ ગોળ મોઢાના અને કોઇ સંદતર લાંબાજ મોઢાના કોઇ ચપટા નાકના તો કોઇ અણીદાર નાકના હોય છે. વળી એ સીવાય ચીન અને જેપાનના લોકો પીળા રંગના હોય છે એવીજ રીતે જળવાયુના ભિન્ન ગુણો અર્થે પ્રાણી વર્ગમાં તેમજ ફળફળાવળમાં અને વનસપતિ વર્ગમાં પણ અન્યોન્ય તફાવત હોય છે, જે તફાવત આપણા જોવામાં નિત્ય આવે છે. એકજ જાતીના પ્રાણીઓ જુદા જુદા દેશના હોવાને લીધે તેના રૂપ રંગ તેની ઉચાઇ નીચાઇ ઇત્યાદિ બાબતોમાં વિકાર હોય છે. આ બધી વિકૃતિના મુળ ધાર્મિક કારણોને જાણુ અર્થેની તે પરમ કૃપાળુ ઇશ્વરે જેટલી સમજ શક્તિ આપેલી છે તેટલી હદ સુધીની આપણે તેની જાણ કરી લેવાને શકિતવાન છીએ તેથી વધુ તેની નિયમિત યુકિતમાં હદ ઉપરાંત સમજી લેવાનો દાવો કરવો અથવા તેમાં માથુ મારવું એ વ્યર્થ છે અને તેનો મુકાબલો કરવા સમાન છે. આપણેથી આગળ થઇ ગએલા પુર્વજો મહાન ફિલસુફીઓ તથા તત્ત્વ વાદિઓ તર્કબાજો હદ ઉપરાંતની જાણ માટે માથુ મારી ચુકયા છે, અને ચાલુ કાળમાં પણ એવા કેટલાંકો છે પરંતુ તેઓનું કાંઇ પણ વળતું નથી મોતના ફાફા મારીને છેવટે નુકસાનીના અથાગ ખાડામાં જઇ પડે છે. આપણા ચાળુ કાળામાં હાલ થોડોકજ વખત વીતવા પામયો હશે કે અમેરીકામાં ટીટાનિક નામની સ્ટીમર ચાળીસથી પચાસ હજાર ટનની તૈયાર કરવામાં આવી હતી જેને માટે કેહવામાં આવ્યું હતું કે એક વખતેથી બુચ ડુબી જાય પણ ટીટાનિકનું ડુબવું અસમ્ભવિત છે. આવા ગર્વિષ્ટ બોલો ઇશ્વરની પ્રસન્નતા રહિત હોવાને લીધે તેની ક્રોધ શકિત તીવ્રમાં આવી

જઇ પોતાના શકિત બળથી બનાવેલા સૃષ્ટિના કનિષ્ટ પદાર્થ બરફના એક નાના સાધારણ ક્કડાથી તેની શરૂઆતનીજ મુસાફ્રીમાં તેનો નાસ કરાવી દીધો. આ ઉપરથી તર્કબાજોએ ધડો લેવો જોઇએ કે તેઓ કુદરતના હદ ઉપ્રાંત કાર્યોમાં જે દખલ દે છે તે વ્યર્થ છે;

તે પરમ કૃપાનિધાન અને સર્વ શકિતવાન પરમાત્માએ સ્ત્રી અને પુરૂષ વચ્ચે તેના ગુપ્ત ગહન ભેદોને જે સમાવેસ કર્યો છે તેના અંતર ભેદોને હદ ઉપરાંત જાણવા માટે અને તેમા આપણા તરફથી વધારા સુધારા કરવા તે ઉપર લખી જણાંવેલી બધી હકીકત મુજબ મહા પાપનુ મુળ અને ફોકટનું માથાજીક કરવું છે. આપણે માત્ર એટલુંજ જાણવાનુ છે કે ઇશ્વરે કૃપાથી મનુષ્ય જાતિ બધા પ્રાણીઓ ઉપર જે જ્ઞાન વિજ્ઞાનનો સરસાઇ ભર્યો પદ પ્રાપ્ત કર્યો છે તેની હદમાં રહીને અનુમાનનું કારણથી ભરપુર થએલા મન અને જ્ઞાનચક્ષુથી સ્ત્રી અને પુરૂષો વચ્ચે જે આપેલા સ્થુળ દેહ ઉપર નજર દોડાવતાં પરસ્પર ભાવગુણમાં તેમજ અંગવિભાગોમા શુ શુ અંતર જણાય આવે છે તે ઉપરથી વીચાર કરતા સમજુતી લેવાની છે કે ઇશ્વરે પુરૂષોને તેમજ સ્ત્રીઓને માંહો માંહો એક બીજાને યોગ્યતા પુર્વક આદરમાન આપ્યુ છે અને એક બીજાને જે કાર્ય કર્મ કરવાના છે તે ધર્મ વિધિયુકત તેમજ અધ્યાત્મ શાસ્ત્ર અને સૃષ્ટિક્રમ તેમજ ઇન્દ્રીય વિજ્ઞાન શાસ્ત્રના વિધ્યર્થ છે કે નહી તેનું મુળ અવલોકન કરવાનું છે જો તે મુજબ એક બીજાના ઠેરવેલા હકકો વાજબી છે તો તેમાં માથું મારવું ઘેલાપણું તેમજ મુર્ખાઇ ભરૂં કહેવાય નહી તો બીજું શું કહેવાય. આપણા નવયુગના સુધરેલા ઇંગ્રેજી ભણેલા અને સાયન્સથી કેળવાયલા ફકીરના ફકીર એટલે લિપિના આધીન થએલા અનુભવથી તદન કોરા, યુરોપના આધુનિક સાએન્સના જાણકાર વિદ્વાનના સેવકો તે પણ તેમના રચેલાં પુસ્તક ઉપરથી ઉપર

ટપકે વાચી લઈ સેવા કરનારાઓ જ્ઞાન વિજ્ઞાનના સાગરમાં મોજ લેનાર મોજાઓની થપ્પડ ખાનારાઓ વારંવાર માત્ર સાતથી આઠ સવાલોનો જે અભ્યાસ કરી રાખ્યો છે તે ઉપર કૂદકા નાર્યા કરે છે તે આઠ સવાલોના જવાબો સહીત અનુક્રમ ખુલાસો લખી જણાવું છું.

સવાલ ૧લો,-સ્ત્રીજાતિ શું છે?

જવાબ -સ્ત્રીજાતિ પુરૂષો માટે આશ્રયદાયક અને મનુષ્ય જાતિના જનમ લેવાનુ કુદરતે બનાવેલું યંત્ર છે?

સવાલ ૨,—જો સ્ત્રી જાતિનો સ્વભાવિક ધર્મ શું?

જવાબ—સ્ત્રીનો સ્વભાવિક ધમ એટલે ફરજ એ છે કે તેણીએ પતિવ્રતપણુમાં રહીને ઘર સંસારની સંપુર્ણ કેલવણી પ્રાપ્ત કરીને ઘર સસારનો કારોબાર સહ્રૂતિથી ચલાવવો કારણ કે તે પોતાના પતિના ઘરમાં પ્રધાન સમાન છે

સવાલ-૩ જો ત્થા ૪....થો...શું સ્ત્રીજાતી શરીર બળમાં પુરૂષો સાથે એક સરખી છે. શુ તેણી ઘર સંસાર વતરોકના બીજા બધા સંસારી કાર્યોમાં પુરૂષો સાથે ભાગ લઇ શકે છે કે નહી?

કુદરતે સ્ત્રીઓ કરતા પુરૂષોને શરીરબળમાં તેમજ ઇંદ્રિજ્ઞાન શકિતઓમાં પણ સમર્થવાન બનાવ્યા છે કારણ કે પુરૂષોને કુદરત તરફથી જે સંસારી કાર્યો સોંપવામા આવ્યા છે તે સ્ત્રીના સંસારી કાર્યો કરતા ઘણાજ કઠિન છે જેથી કરી પુરૂષ જાતિને કાયદેસર સ્ત્રી જાતિ કરતા બન્ને શકિતઓ વધુ હોવાની અવશ્ય છે દાખલા રિતે રાજકારોબારના કાર્યો ત્થા તેને લગતી છુપી ત્થા જાહેરી ગોઠવણો આદિ કામો તેમજ હુન્નર ઉદ્યોગને ત્થા વેપાર વણજને લગતા બધા કામો તેમજ જળ ત્થા સ્થળમાર્ગ પ્રવાસ અને યુધ્ધ અર્થે મેદાનમાં ત્થા જળ માહે મહાસાગરોના તુફાની મોજાના મુકાબલામાં શત્રુઓ સામે પરસ્પર મુકાબલો કરવાનું કર્તવ્ય પણ પુરૂષોને માથે છે. આવા મહત્વ

ના કામો કરવાને સ્ત્રીઓ શકિતવાન નહી હોવાને લીધે તેણીઓ પુરૂષ સંસાર કામોમાં ભાગ લઇ શકતી નથી જો તેણીઓને પુરૂષોના કારોબારમાં ભાગ દેવામાં આવે અથવા હક્ક દેવામાં આવે તો ઘર સંસારના કારોબારમાં મોટો ધોકો પોહચે. ખરૂં જોતાં તો તેણીઓને ઘર સંસારના કામોથી નવરાસ મળી શકિત નથી અને કદાચ થાય તો તે નહી જેવી કારણકે પ્રતિદિન તેણીઓ પોતીકા કર્ત્તવ્યના કામો જે બજાવે છે તેને જોતા સ્વભાવિક રીતે પુરૂષોના કારોભારમાં ભાગ લઇ શકિત નથી દાખલા રીતે એક બાળકી બાળવય પુરૂં કર્યા પછી જ્યારે યુવાવસ્થા આવે છે ત્યાં સુધી તો તેને ધાર્મિક તેમજ ઘર સંસારને લગતી નાની નાની બાબતો વિષેની કેળવણીથી તૈયાર થવાની જરૂરત હોય છે. તે પછી તેને ઘર સંસારને લગતા મોટા મોટા કામોમાં જોડાવું પડે છે દાખલા રીતે લગ્નના ગાઠમાં જોડાયા પછી તેણીએ પારકા ઘરમાં જઇને પોતાના સાસુ સસરા સાથે તથા પતિ સાથે તથા તેના ભાઇ બેનો તથા તેના સગોત્રીના લોકો સાથે કેવી વર્તણુકથી વર્તવું, તે પછી તે ગર્ભવતી થાય ત્યારે તેને લગતી દરેક બાબતો તેમજ બાળક જન્મ થયા પછી બાળકને ઉછેરવાને લગતી બાબતો, તેમજ ખુશી તથા ગમીના અવસરેની રૂઢીને લગતી બાબતે, ઇત્યાદિ બાબતોથી કેળવાવું પડે છે અને એ બધી બાબતથી કેળવાઇ જવા પછી તેણીને લગતા કાર્ય કર્મની યોજનામાં નિત્ય જોડાઇ રહેવું પડે છે. જો એનું પરીવર્તનમાં કરે એટલે પુરૂષોને લગતા સંસારી કામોમાં સ્ત્રી જોડાય તો ઘર સંસાર અંધકાર થઇ પડે, જે જે સ્વજ્ઞાતિના લોકોમાં સ્ત્રીઓને છુટાપણું આપીને પુરૂષોના સંસારી કાર્ય કર્મમાં જોડવામાં આવેલી છે તે સ્વજ્ઞાતિમાં પ્રતિદિન જે બગાડાઓ થતા જાય છે તેનાથી આપણને રાત દીવસનો અનુભવ થતો રહે રહે છે. જેની ફરયાદો તે સ્વજ્ઞાતિના અકકલમન્દ લોકો કરતા રહે છે અને લોહીના ગોટ અંતરમાને

અંતરમા પીને છેવટે આ દોષ ભરેલી રૂઢીનો પશ્ચાતાપ કરતા મરણ પામે છે સ્ત્રી જાતિને ધર્મ તથા વિવેક શાસ્ત્રના નિર્બંધ કરેલા કાયદા કાનુનોની ઠેરવેલી હદ ઉપરાંત જ્યારે છુટાપણુ દેવામાં આવે છે તો તે પુરૂષ તથા સ્ત્રી સિવાય ત્રીજી વસ્તુ બનવા પામે છે એટલે તેમા પતિવ્રતા તથા સ્ત્રી જાતિમાં જે પવિત્ર અને નિષ્કલંકપણાના સ્વભાવિક ગુણોની સંભાલણુ તેણીને રાખવાની જરૂરત છે તેનો નાશ થઇ જાય છે અને તેણી ઉપર કલંક આવી જતાં વ્યભિચારી કાર્ય કર્મ કરવા વતરોગ છુટકારો થઇ શકતે. નથી કારણુ કે તેણીને પારકા પુરૂષો સાથે નિશદિન જોડાવવાની ફરજ પડે છે જો તેણી પારકા પુરૂષ સાથે નહી જોડાય ત્યાં સુધી તેણી બેરિસ્ટર ડોકટર ઇનજી નિયર ન્યાયાધિસ આદિ પદવિઓ પ્રાપ્ત કરી શકિત નથી અને જોડાય છે તો સ્વભાવિક રીતે તેણીમાં જે રસને સહાયક ભાવનો ગુણુ સમાવેસ છે તે ખચીત પુરૂષના રસને સહાયક થઇને તીવ્રમાં લાવા વગર રહી શકતો નથી તો આ ઉપરથી સુક્ષ્મદર્શી તથા જ્ઞાન ચક્ષુપુર્વક ગ્નાન દર્પણુમા જોઇને તેનુ અવલોકન કરતાં સમજી લેવાનું છે કે સ્ત્રીને આ મુજબનું છુટાપણું દેવાનું તે નિષ્કલંક રહી શકે છે કદી નહી બનવા જોગ નથી અસંભ્ભવિત છે જ્યારે અકકલી અને નકલી દલીલોથી સિધ્ધાં થાય છે. કે સ્ત્રીને તેની યોગ્યતાથી વધુ છુટાપણુ દેવાથી તેણી નિષ્કલંક રહી શકિત નથીં છતાં જે લોકો એ વિષે ઘોંઘાટ કરી રહયા છે તેઓ ધિકકારવા પાત્ર છે કે નહી અગર છે તો તેઓને લજવાવવું જોઇએ શરમ શરમ

હિન્દ દેશના સુધરેલા ફેસનની પ્રીસીયારીના ભાવીકો તમારે ત્યાં લગન તથા બીજા ખુશીના અવસરે યુરોપની રૂઢી મુજબ (BALL) એટલે સગા સગોત્રીના તથા સ્વજ્ઞાતિના પુરૂષો તથા સ્ત્રી બધા ભેગા થઇને પરસ્પર એક બીજાની વહુ દીકરી તથા મા બેહનો તથા પત્નીઓ

સાથે નૃત્ય કરે છે અને આથી રૂઢીને સમારંભા સમજે છે તો તમે પણ આવી રૂઢીને અખત્યાર શા કારણ નહી કરતાં તે કાંઇ સમજાય? એ પ્રમાણે કરવામાં નો તમારૂ કાલજુ ખુરચાઇ જાય છે તો આથી ખુલ્લી રીતે જણાય ગયુ કે આ બધી તમારી ફેસનની ફોકટની ફીસીયારીઓ છે પુનઃ શરમ....

**સવાલ**—૫ મો, શું સ્ત્રીઓએ પારકા પુરૂષોથી પરદો રાખવાની અવશ્ય છે? હા યોગ્યતા મુજબ વાસ્તવિક જરૂરત છે જેનુ કાંઇક જાણવા જોગ વૃતાંત ત્રીજા તથા ચોથા સવાલના જવાબમાં લખી જણાવેલુ છે પરંતુ અત્રે ખુલાસાવાર પણ લખી જણાવું છું જાણવું જોઇએ કે કુદરતે સ્ત્રી જાતિમાં સ્વભાવિક રીતે પુરૂષોના અંગ વિભાગો વિરૂધ્ધ કેટલાક અંગ વિભાગો અર્પણ કર્યા છે કે તેમાં નાજુક અને સોંદર્યપણાનો સમાવેશ કરવામાં આવ્યો છે જેથી પારકા પુરૂષો તેમાં ખાસ કરીને વ્યભિચારી પુરૂષોથી ખચીત સંભાલણ કરવાના મોટી જરૂરત પડે છે. જેવી રીતે લોહ ચુંબકમાં લોઢાને પોતાની તરફ ખેંચી લેવાનો ગુણ હોય છે તેવીજ રીતે સ્ત્રીના કોમળ સોંદર્યપણામાં પુરૂષના વિર્યરસને સહાયક થઇને તીવ્રમાં લાવી દેવાનો ગુણનો સમાવેસ થએલો છે. આવા સ્વગુણની બીજી ઉધાહરણ મીણ સમાન પણ થઇ શકે છે કે જેવી રીતે અગ્નિ પાસે મોકલેલુ મીણ પીગળી જાય છે તેવી રીતે પુરૂષનો વિર્ય રસ સ્ત્રીના સોંદર્ય પણાને જોઇને પીગળવા માડે છે અને તે વ્યભિચારીના મહા પાપના કર્મ તરફ દોરી દે છે. ત્રીજો દષ્ટાંત ફાસફોરસ નામનો હાડકામાંથી ઉત્પન્ન થતા પદાર્થને કાચની શીશીમાં પાણી ભરીને રાખવામાં આવે છે કારણ કે તેમાં સ્વભાવિક ગુણ એવો સમાવેસ છે કે જો તેને પવન લાગે તો તેમાં અગ્નિ ઉત્પન્ન થઇને તેનો નાશ થઇ જાય છે એવીજ રીતે સોના ચાંદી તથા હીરા માણેક મોટી આદિ વસ્તુઓમાં પણ સોંદર્યપણાનો જે ગુણ સમાવેસ થએલો છે જેથી કરી આ

બધી વસ્તુઓને ચોર ડાકુ તથા બદમાસોથી સંભાલણુ કરવામાં આવે છે તેને માટે લોઢાની તીજોરી ખરીદ કરવામાં આવે છે એ બધુ શા માટે કરે છે તો કહેવુંજ પડશે કે એની રક્ષણુ માટે તો શુ સોનાચાંદીના મુકાબલામાં તાંબુ લોઢુ કલ્લઇ ઇત્યાદિ બીજી બધી ધાતુઓ ધાતુ નથી તો આ બેજ ધાતુઓની આટલી બધી સંભાલણુ કરવામાં આવે એનુ શું કારણુ એજ મુજબ માણેક પણુ એક જાતના પથ્થર છે તો તેના મુકાબલામાં બીજા બધા પથ્થરોની પણુ શા કારણુ સંભાલણુ નહી કરવામાં આવતી તો સ્વભાવિક રીતે આવશ્ય કહેવું પડશે કે બીજી ધાતુઓ કરતા સોના ચાંદીમાં તથા બીજા પથ્થરો કરતા માણેક જાતિના પથ્થરોમાં સૌંદર્ય પણુાનો ભાગ છે તેના થકી મનુષ્ય જાતિની બધી ઉત્સાહો પુરી થઇ શકે છે તો ઉપર લખી જણુાવેલા બધા દષ્ટાંતોને એકંદર રીતે તપાસી જોતા પુરવાર થઇ જાય છે. કે સ્ત્રી જાતીને પણુ એવીજ રીતે સંભાલણુ કરવાની જરૂરત છે. જો નહી કરવામાં આવે તો જાર કર્મના કામો પ્રજામા ફેલાઇ જવાનો મોટામાં મોટો ભય છે. આપણુને નિશદિન વર્તમાન પત્રોમાં એ વિષેના સમાચાર વાંચવામાં આવતાજ રહે છે હાલમાં થોડા વખત ઉપર છાપામાં વાંચવામાં આવ્યું હતુ કે એક ગૃહિણી પારસણુ સ્ત્રીને ધોરી રસ્તા ઉપર એક પઠાણે પોતાના બાથમાં દબાવીને તેણીના નાજુક સૌંદર્ય ગાળો ઉપર ચુમ્બન કર્યું હતું અને જોસમાં આવીને તેનું કચબડું કાઢી નાખ્યુ હતું માજીસ્ટર સાહેબે પઠાણુને સવાલ કર્યો કે આવુ ઘાતકી ભર્યું કામ તે શા માટે કર્યું તેના જવાબમાં પઠાણે કહયું સાહેબ આવું કામ મે મારી રાજીખુશીથી નહીં કર્યું એણીના સૌંદર્યપણુાના ઠાઠમાઠને જોઇને સ્વભાવિક રીતે મનુષ્ય જાતિમા કામ વાસના ભાવનો સમાવેસ છે તેના રસમાં તીવ્ર ઉત્પન્ન થવાથી હું તે વખતે ભાન વિનાનો થઇ ગયો હતો અને બેશુધ્ધિમાં આ મુજબ મારેથી થઇ ગયું તેમાં મારી શી કસુર એણીને તેમજ એણીના લાગતા વળગતાઓએ

એની સંભાલણુ કરવાની જરૂરત હતી એટલે આવી ખુલ્લી રીતે છડે ચોક્કે તે પણ સુંદર લીબાસો તથા ઘરેણાથી સજ થઇને ફરવા નીકલે સરકારી ખજાનો એક જગ્યાએથી બીજી જગ્યાએ જાય છે તો ધોરી રસ્તા ઉપર થઇને જાય જો કે તે લોઢાની પેટીઓમા બંધ હોય છે છતાં તેને સાથે પાંચ બંદુકના હથયારો સહીત પેહરેગીર હોય છે તો સ્ત્રી પણ એક સૌંદર્યતાનો ખજાનો છે જે લોકો એની સંભાલણુ નહી કરતા તેઓ દોષને પાત્ર છે સાપના મોઢામાં આંગળી નાખવી અને જ્યારે તે કરડે તો તેનો દોષ ગણુવો એનું નામ ન્યાય કહેવાય. બીલાડી આગળ માસ તથા માચ્છલા મુકવી અને કહેવું કે એને ખાવાનો હક્ક નથી શુ એનુ નામ ન્યાય દક્ષ કહેવાય,

**સવાલ** ૬ ઠો શુ પરદાને રીવાજ સ્ત્રી માટે દાસ દાસી સમાન નથી એમાં કાઇ શંકા છે.

"જવાબ" જ્યારે ખુલ્લમ ખુલ્લી રીતે પુર્વાર થઇ જાય અથવા પુર્વાર કરી દેવામાં આવ્યું હોય છતાં આવો મુર્ખાઇ ભરેલો સવાલ કરીને સાર્વજનિક પ્રજાના લોકોમા પોતાના હાથે પોતાની મુર્ખાઇ જાહેર કરવું નહી કહેવાયતો બીજુ શું કહેવાય,

છ૬

મુર્ખ માથે શીગડાં
નહિ નિશાની હોય.

---

સાર અસાર વિચાર નહિ
જનતે મુર્ખ જોય.

---

સ્ત્રીઓને તેણીના યોગ્યતા મુજબ તેણીના રક્ષણુતા માટે જે બાંધી દીધેલા છે. તે મુજબ તેણીને તે હદમાં રહીને ફરવા હરવાની ખાવા પીવાતી મેળા મેળાવડામાં જવાની તેમજ જો જરૂરત

પડેતો લડાઇના મેદાનમાં પોતીકા બાપો ભાઇઓ તથા પતિઓ સાથે જવાની છુટ છે જે સ્ત્રીનુ કોઇ નહી હોય તો તે પોતે ઇસ્લામના ઠેરવેલા કાયદા કાનુનો મુજબ બજાર હાટમાં જઇને પોતાની અગત્યો પુરી કરી શકે છે તો હવે જે મુર્ખાઓ તેણી ઉપર દાસદાસીનો દોશ મુકે છે તે કયા આધારે શું તેણીઓને યુરોપની પ્રજા સમાન જેવી રીતે યુરોપની સ્ત્રીઓને સ્વતંત્રાપણુ સોંફવામાં આવ્યુ છે તે મુજબનુ સ્વતંત્રપણુ નહી દેવાને લીધે કહેવામાં આવે છે તો એવા પ્રકારનુ સ્વતંત્રપણુ તર્કબાજો તમોનેજ ધન્યવાદ થાવાઓ અને તમો તમારી સ્ત્રીઓને પ્રાણીની માદા સમાન છુટી મુકી દો તમોને કોઇપણુ અટકાવનાર નથી હમો આસ્તિકો ઇશ્વરને માનનારા તો નિત્ય ઇશ્વરના બાંધી દીધેલા વિવેકના કાયદાને માન આપીને તેની હદમાં રહીનેજ હમારી સ્ત્રીઓને યોગ્યતા મુજબ સ્વતંત્રાપણું આપીશું અને હમારી સ્ત્રીઓ પણુ ઇસ્લામના પવિત્ર કાયદાઓને માન આપ-વાને અભિમાન સમજે છે તેમજ પોતીકો પ્રાણુ પણુ આપવાને લેશ માત્ર નકાર કરતીઓ નથી હદથી ઉપરાંતનુ સ્વતંત્રપણું તમોને તથા તમારી સુધરેલી સ્ત્રીઓને હમો આસ્તિકોએ ખુશીને સાથે વગર વાંધાએ સ્વાધિન કરી દીધુ ફરો હરો ચરો અને મજા કરો તમને કોઇ પુછનાર નથી. જે પુછે તેની...........

"**સવાલ**" ૭ મો, શું પરદાનો રીવાજ સ્ત્રીઓની ઉન્નતીમા હરકત કર્તા છે...."જવાબ" નહી લેશ માત્ર પણુ નહી જ્યારે તેણીઓને તેણીઓની યોગ્યતા મુજબ જેના ખુલાસાઓ ઉપલા જવાબમાં આવી ગયો છે તે મુજબ સ્વતંત્રપણું દેવામા આવે છે તો પછી ઉન્નતીમા હરકત કર્તા કોઇ પણુ કારણુ રહેતુ નથી કદાચ ભુલથી અંજાણુપણે રહી પણુ જાય તો તેણીઓની ફરયાદ બરાબર સાંભળવામાં આવે છે ને વખતના અનુસારે જોતમાં તેણીઓને કોઇ જાતનું નુકસાનકારક કાર્ય નહી હોય તો તેનો

પુરતો બંદોબસ્ત કાયદાની હદમા રહીને સમજદાર શીયાણા લોકો બરાબર કરી દે છે તેનો નકાર કરતા નથી પરંતુ તેઓના સ્વતંત્રપણામા દેખીતો એક લાભ ઘણોજ શોભીતો જણાય અને અંદરખાને તેના મુકાબલામાં દસ ભય ભરેલાં નુકસાનીના કારણોનો સમાવેસ હોય તો તેવા એક ખુલ્લી રીતેના અલંકાર માટે તેણીઓને તેમા સ્વતંત્રપણુ આપવું એ ડહાપણપણાથી તદન વીરૂદ્ધ ગણાય.

## શેર.

ચેરા કારે કુનદ આકેલ કે
બાજ આયદ પસેમાની

અર્થ એ ડાહયા અને અક્કલમંદ માણસ તુ શા માટે એવું મુર્ખાઈ ભર્યું કામ કરે છે કે પાછલથી તુને પશ્ચાતાપ કરવો પડે એટલે દરેક કાર્ય વિષે તેનુ પરિણામ શુ થસે તેનો વીચાર આગલથીજ કરી તેની શરૂઆત કરવી તેમાજ લાભ સમાએલો છે.

"**સવાલ**" ૮ મો....શું આપણા નવયુગના ચાલુ વખતની નગરવાસી સ્ત્રીઓમાં જે સુધારા વધારાની રૂઢીએ ચાલુ થએલી જોવામાં આવે છે તેમા તેણીઓએ સંપુર્ણતા પ્રાપ્ત નહી...."જવાબ" ખરૂં જોતાં નિઃસ્વાર્થ અને નિષ્પક્ષપાત દ્રષ્ટિથી ન્યાયપુર્વક કહેવું પડસે કે આપણા નવયુગના ચાલુ કાળની નગરવાસી સ્ત્રીઓમાં સંપુર્ણતા છે કે નહી તે વિષેના સવાલને તો હાલ કોરો મુકી દેતા વિશેશ કરીને કેહવું પડશે કે સુધારા વધારાની જગ્યાએ કુધારાઓનો પ્રવેશ થઇ ગએલો જોવામા આવે છે કારણ કે જે સ્ત્રીઓને તેણીઓના પુરૂષોએ યોગ્યતા વિનાનુ છુટાપણુ આપેલું છે જેથી કરી તેણીઓ પોતાના મનમા આવે તેવા ફેસનની ફ્રીસચારી ભર્યા કાર્યો કરે છે તેણીઓ પોતીકા પુરૂષોના વશમા નહી રહેતાં તેણીઓ પોતાના મનમાં

આવે તે મુજબ દરેક બાબતમા છુટાપણાથી વિહારી બનીને છેવટે ત્રીજી વસ્તુ થઈ જાય છે અને પોતાનો સત મુકીને વ્યભિચારી તરફ ખેંચાઈ જતાં પતિવ્રતા તથા સંસાર ધર્મથી તે સ્વતંત્ર થઈ જાય છે એવી સ્ત્રીઓની સોહબતનો આપણા દેશની સ્ત્રીઓ ઉપર પડછાયો પડવાથી તેણીઓમાં પણ પ્રતિદિન પરદેશી સ્ત્રીઓ સમાનનો ગુણ સમાવેસ થતો જાય છે આવા છુટાપણાને તર્કબાજો ઉન્નતીનુ કારણ બતાવે છે તો આપણા દેશમાં હલકી વલણના લોકોમા દરેક જાતનું તેઓની સ્ત્રીઓને છુટાપણું દેવામાં આવેલું છે તો તે કેટલાંક દરજામાં ઉન્નતીની ટોચે ચઢેલી જણાય છે એને પણ કોરે મુકી દો યુરોપ દેશ જે આજે હુન્નર ઉદ્યોગમાં ઉન્નતાની ચઢતી ટોચ ઉપર જે ચઢેલું છે તે શું સ્ત્રીઓને છુટાપણાને લીધે તો હું (ચેલલેન્જ) એટલે માંગણી કરૂં છું કે સ્ત્રીઓમાંથી કેટલી સ્ત્રીઓએ હુન્નર ઉદ્યોગનાં કાર્યોમાં ભાગ લઇને તેણીઓએ પોતાના અનુભવ પ્રયોજક બનીને અથવા પ્રયત્ન કરીને પદાર્થવાદીનો પદ સંપાદન કરીને હુન્નર ઉદ્યોગને લગતા પેટીનો પ્રાપ્ત કરીને (પ્રોફેસર સિપ) મા દાખેલ થઈને દેશ તથા જ્ઞાતિના ઉન્નતીનુ કારણ બનેલી સેંકડે કેટલાં ટકા છે તે હુ જાણવા ચાહું છું પરંતુ પુખ્તા દલીલો સહિત જવાબ હશે તો માની લઇશ માત્ર અનુવાદન કરેલું હશે તો તેને માની લેવાને બંધાયલો નથી તેનો તો જડબાતોડ જવાબ આપીસ મારી આ અલ્પ પુસ્તકના વાચકવૃન્દ તમો સાહેબ ઇતિહાસિક પુસ્તકોનો અધ્યયન કરશો તો તમોને સંસાર ઉન્નતીના કારણોમાં ભાગ લેનાર એક રૂપિએ પોણી સોલ આના પુરૂષોજ જોવામાં આવશે ભાયગે કદાચ એક સવાકો જોવામાં આવશે તે આટલી બધી

મોટી રકમ સામે નહી હોવા જેવું ગણાય મનમાં આવે એવું ફેસનની ફ્રીસીયારીમાં પોતાના ભાષણોમાં તથા લખાણોમાં અનુવાદન કરવું તેમાં કાંઇ વળે એમ નથી છેવટે મારે હિન્દ દેશની નગરવાસી સન્નારી બેહનો માટે પણ ઘણા ખેદ સહિત લખી જણાવવું પડે છે કે આજકાલ તેણીઓ જે બુરકાઓ બનાવે છે તેમા બુરકાપણુ નહી રેહતા ફેસનની ફ્રીસીયારી જેવો મનમોહન પુરૂષોનુ ચિન્તાકર્ષક હથયાર થઇ ગયો છે માટે જેમ બને તેમ સાદો સુદો કાલા તથા ખાકી રંગનો બુરકો બનાવીને પહેરવો ચાલુ કરશો નહી તો યાદ રાખજો કે આવા ફેસનબલ બુરકાઓને લીધે કરી તમારી પાક દામાનીમાં એબ લાગી જશે તો તેના જીમ્મેદાર તમો છો પુરૂષોનો ખરૂં જોતાં વાંક ગણાશે નહી કારણ કે મન લોભાવી દેવાના મુળ કારણોની શરૂઆત તમારા તરફથી થવા પામે છે ખુદાપાક તમામ મોમીન મુસલમાન ઓરતોની પાક દામાની તેની કૃપાથી સંભાલણ રાખે.

આમીન.







# પરદા અને ઇસ્લામ.

## આવૃત્તિ પેલીનો દીબાચો.





મારા આ અલ્પ પુસ્તક પરદા અને ઇસ્લામના વાંચક વૃન્દના સાહેબો ઉપર રોશન થાય જે સર્વસ્તુતિ અને વખાણ તે પરમકૃપાળુ દયાનિધાન ખુદા વન્દ તઆલાનેજ માટે છે. દોરૂદ અને સલામ થજો તેના વહાલા નબીએ અકરમ મોહંમદ પેગમબર (સ૦ અ૦ વ૦) ઉપર અને તેવણુની આલ ઓલાદ તેમજ તેવણુના સહાબા (રદી૦ અન) એટલે તેવણુના અંગી સન્મિત્રો ઉપર

તે પછી લખવાનું કે મજકુર પુસ્તકની પહેલી આવૃતિ સને ૧૩૩૦ હીજરીમાં પ્રગટ કરવામાં આવી હતી તે. પછી હાલ ચાલુ સને ૧૩૪૪ હીજરીમાં છપાવીને પ્રગટ કરવાનો બીજો મોકો ખુદાપાકે મુજબ સેવકને ઈનાય કર્યો જેને આજે ચવુદ વર્ષ વિતવા પામે છે. મજકુર બીજી આવૃતિમાં શરૂઆતનું ઉપોદ્ઘાતનું લખાણ સુધારા વધારા સાથે દાખેલ કરવામાં આવ્યું છે. બાકીનું બધુ લખાણ પ્રથમ આવૃતિનુજ નીચે મુજબનુ કાયમ રાખવામાં આવ્યુ છે.

**નંબર ૧, પહેલી આવૃતિ અને તેની રચનાનું કારણ.**

આ ચોપડીની રચનાનુ મુળ કારણ એ થયું હતું કે સને (૧૩૩૦) હીજરીમાં ચાલુ સાલમાં મધરાસવાળા મી૦ એમ. એસ. મોહેયુદદિન સાહેબે વીલાયત જવા પછી ત્યાંના સાંઇન્સ તથા રેસને બલનુ અજવાળુ જોઇને અંજાઇ જતા સુધરેલી કેળવણીનો વિવેક તીવ્ર બેરીસ્ટર સાહેબના હૃદયમાં આવી જતા નીચે લખી જણવેલાં કેટલાંક અનુવાદન બોલો ઇસ્લામી પરદા વિષે પોતાના ભાષણમાં બોલી ગયા હતા કે જો કોઇ પવિત્ર ઇસ્લામ મર્દની રૂએ સ્ત્રીઓ માટે પરદો કરવાનો હુકમ સાબેત કરી આપે તો રૂ. ૧૦૦૦)નું ઇનામ હું આપવા તૈયાર છું આ પરદાનો રીવાજ તો સલજુકી ખાનદાનની રાજસતાના કાળમાં થએલો છે. એ પ્રથમ ઇસ્લામી દુન્યામાં તેમજ ઇતિહાસિક પુસ્તકો ઉપરથી જણાય આવતુ નથી મી૦ એમ. એસ. મોહેયુદદિનનું ભાષણ વીલાયતના છાપાઓમાં છપાઆ પછી તે ઉપરથી આપણા હિન્દ દેશના ઉર્દુ તથા ગુજરાતી વર્તમાન પત્રોએ તેનો ઉતારી લીધો હતો ઉર્દુ છાપાવાળાઓએ તો દંદાને શીકન એટલે દાંત તોડી નાખે એવા જવાબો પ્રગટ ર્ક્યા હતાં પરંતુ ગુજરાતી વર્તમાન પત્રોમાં એનો જવાબ પ્રગટ નહી થવાને લીધે કેટલાંક મારા મિત્રોએ મને એ વિષેનો જવાબ પ્રગટ કરવાને ભલામણ કીધી હતી જે ઉપરથી મે મારા. બુઝુર્ગવાર મરહુમ હજરત મૌલાના

હાજી હાફિજ ગુલામમોહંમદ સાદિક સાહેબની સલાહ લઇને હીંમત તે મર્દાં મદદે ખુદા મે મારી જાણ શકિત મુજબના જવાબો લખવા શરૂ કરી લીધા અને તે પછી મૌલાને બતાવ્યા આપની પ્રસન્તા થયા પછી ખુદાપાકની ઇનાયતથી આજે આ પુસ્તકની રચના આપીને મિત્રમંડળ તેમજ દરેક વાચક વર્ગની સેવામાં મુકવાને શકિતવાન થયો અલ હમદોલિલ્લાહ, છેવટે હું મારા વાંચક વૃન્દની સનમુખ સવિનય વિનંતી કરૂં છું કે :મનુષ્ય જાતિ ભુલને પાત્ર છે. તે પ્રત્યે જો કોઇ પ્રકારની ભુલચુક થઇ ગઇ હોય તો તેને માફીના વસ્ત્રમાં છુપાવી ક્ષમા કરશો લી૦ ખાકસર મોહંમદ આરેફ દાખલી **"સેવક"** રાંદેરી ખુદાપાક મારા ગુનાહોની માફી કરે.

પરદો બે પ્રકારનો થઇ શકે છે.

(૧) ચેહરો અને બધા શરીરનું ઢાંકવું.

(૨) મરદોની મજલીસમાં અને સોહબતોમાં સામેલ થવું નહી.

**નંબર ૨,**
**પરદો અને ઇતિહાસ**

પ્રહેલી પ્રકારનો પરદો અરબ દેશમાં ઇસ્લામ પ્રગટ થવા પ્રથમ પણ હતો, અને વધુ કરીને કુદરતી રીતે એનો રીવાજ પડવાની જરૂરતનું કારણ થઇ પડયું હતું. પ્રથમ જ્યારે આ રીવાજની શરૂઆત થઇ ત્યારે કાંઇ સ્ત્રીઓપર મુલતવી નહી હતું, કેમજે ઉપર લખ્યા મુજબ કુદરતી રીતે એની જરૂરત પડી આવવાથી એમાં પુરૂષો અને સ્ત્રીઓ એકજ સરખાં હતાં અને વધુ કરી કહેવામાં આવે છે કે સર્વેથી પ્રથમ પરદાનો રીવાજની અગત્ય જે પડી છે તે હિમયર નામના કબીલાવાળાઓને પડી છે, કે જેઓ યમના દેશના રહેવાશીઓ હતાં અને ત્યાંના સત્તા અધીકારો પણ હતા અને એ ખાનદાનવાળાઓની ઇસ્પેનમાં પણ તે વખ હુકમત કાયમ થઇ ગએલી હતી, અને ત્યાં એ લોકો મુલસમીન નામથી ઓળખતા હતા. અને ઘણીજ બળવાની સાથે હુકુમત કીધી અને મોટી

મોટી જય પ્રાપ્ત કીધી છે, પણ એ લોકો પોતાના મોઢા ઉપર હમેશાં નીકાબ યાને પરદો નાખી રાખતા હતા. એટલાજ કારણસર એ લોકો મુલસમીન કહેવાતા હતા, એ લોકોમાં યુસુફ બીન તાસફીન ઘણોજ જોરાવર અને બહાદુર થઇ ગયો છે.

અલ્લામાં ઇબ્ને ખલકાનએ પોતાના ભાષાંતરમાં આ રીવાજ કાયમ થવાનું કારણ નીચે પ્રમાણે લખેલું છે.

"હિમયરના કબીલાના લોકો સરદી અને ગરમીના કારણસર મોઢા ઉપર નીકાબ નાખતા.

"હતા, પ્રથમ ખાસ ખાસ લોકો આમ કરતા હતા, ધીમે ધીમે આમ લોકોમાં એનો "રીવાજ ફેલાઈ ગયો"

મજકુર અલ્લામાએ એનો બીજો સબબ પણ લખી જણાવેલો છે તે એછે જે, હિમયારના કીબલાવાળાઓના સામું બીજા કોઇ વીરૂદ્ધ કોમવાળાઓ હતા, જેઓનો આ દસ્તુર હતો કે હિમયરવાળાઓ જ્યારે કોઇ કારણસર પોતાના શહેર અથવા ગામોમાંથી બહારગામ જતા હતા તો એ લોકોના વિરોધીઓ એ લોકોના ઘર ઉપર લુંટ ચલાલતા હતાં, અને એ લોકોનાં સ્ત્રી બચ્ચાંઓને કેદ કરી લઇ જતા હતા, તો છેવટે લાચાર થઇને આ લોકોએ આ તદબીર શોધી કાઢી કે એકવાર સ્ત્રીઓ પુરૂષોના કપડાઓ પહેરીને બહાર જાય અને બધા આપણા પુરૂષો મોઢા ઉપર નીકાબ નાખી સ્ત્રી વેશમાં ઘરમાં બેસે અને આ લોકો લુંટ કરવા આવે ત્યારે એ લોકો સાથે મુકાબલો કરવો.

હિમયર કબીલાવાળાઓની આ યોજના ઘણીજ કારગર થઇ પડી અને એ લોકે એજ પ્રમાણે ગોઠવણ કરી પોતાના ઘરોમાં બેઠા અને દુશમનો પણ રાબેતા મુંજબ લુંટ કરવાને આવી પહોંચ્યા અને એ લોકોએ તે લોકો સાથે ઘણી દીલેરી સાથે મુકાબલો કર્યો અને બધા શત્રુઓને ઠાર કરી નાંખ્યા.

હિમયરવાળાઓની જય પોતાના શત્રુઓ સાથે નીકાબના કારણસર થઇ હતી માટે, કરી તેની યાદગાર કાયમ રાખવા માટે પુરૂષોમાં પણ એ રસમનો રીવાજ કાયમ રહેવા દીધો અને તે એટલે સુધી કે ઇસ્લામ પ્રગટ થઇ જવા પછી ભી આ કબીલાના પુરૂષો અને સ્ત્રીઓ મોઢા ઉપર નીકાબ નાખતાં હતાં.

ઇસલામ અરબ દેશમાં હજુ પ્રગટ નહી થયું હતું તે પ્રથમની હાલત જાણવા માટે સર્વેથી સરસ તે વખતના કવીઓની કવીતા છે, જેમાં તે વખતના કવીઓએ પોતાના ઝમાનાની સારી રૂઢીના વખાણ કીધેલાં છે રબી બીન જીયાદ અબસી જે જાહીલીયતના ઝમાનાનો એક મશહુર શાએર છે, તે માલેક ઈબ્ને ઝોહેરના મરસીયામાં લખી જણાવે છે.

## અરબી ઉપરથી ભાષાંતર.

જે માણસ માલેકના કતલથી ખુશ થયો હોય તે હમારી સ્ત્રીઓને દીવસમાં આવીને જુએ.

તે જોશે કે હમારી સ્ત્રીઓ આક્રંદ કરી રહી છે. અને પોતાના મોઢાઓ ઉપર થાપડીઓ મારી રહેલી છે.

તેઓ શરમ અને લાજથી નિત્ય પોતાના ચેહરાઓ છુપાવતી હતી પણ આજે હમેશા વિરૂધ્ધ જોવા વાળાઓના સામું બેપરદગીને સાથે આવેલી છે.

ઉપલી કવીતા વિષે કરી અલ્લામા તબરેજીએ તસતોરનનો શબ્દ જે આ કવીતામાં આવેલો છે. લખી જણાવે છે કે, ઉફ્–ક્તન–વ–હયાંએ યાને તેણીઓ લાજ અને શરમને લીધે કરી પોતાનો ચેહરો છુપાવતી હતી.

બીજો એક કવી પોતાના શત્રુઓને જેનું નામ સીરત બીન ઉમર ફકસી હતું પોતાની કવીતામાં મેણું મારતાં કહે છે.

લડાઇમાં તમારી સ્ત્રીઓના ચેહરા ખુલી ગએલા હતા

એટલાજ માટે તેઓ દાસી માલમ પડતી હતી.

જોકે તેઓ સન્નારીઓ હતી.

ઉપર લખી જણાવેલા કવીઓની કવીતા જેવી બીજા ઘણી કવીતાઓ છે પણ આ સ્થળે હું તેને લખવા બેસું તો એક મોટું દફ્તર ભરાઈ જાય. માટે ટુંકમાં હું એનો સાર લખી જણાવું છું કે ઇતિહાસથી પણ આપણી જાણમાં આવી ગયું કે, પરદાનો રીવાજ અરબ દેશમાં ઇસ્લામ જાહેર થવા પ્રથમ હતો, અને એ વિષે કરી ઇસ્લામી તવારીખોથી જાણવામાં આવે છે કે ઇસ્લામ પ્રગટ થવા પ્રથમ પણ અરબ લોકોએ પોતાની અજ્ઞાનપણાની હાલતમાં પણ પોતાના વસ્ત્રોમાં ઘણો સુધારો વધારો કર્યો છે.

ત્યારબાદ હવે ઇસ્લામનો દોર આવ્યો તો ઇસ્લામે તેમાં જે સુધારા વધારો અને ફેરબદલ કીધો તેનો ખુલાસો હું નીચે લખી જણાવું છું.

નંબર ૩

**પરદો અને ઇસ્લામ.**

ઇસ્લામે પેહેલો સુધારો તો એ કીધો કે, અજ્ઞાનપણાની હાલતમાં એ લોકોની ગીરેબાન યાને કુડતાના ગળાના ચાક ઘણા ચોડા થતા હતા જેમાંથી છાતીનો ભાગ નજરે પડતો હતો, તેના ઉપરથી સને (૫) હી૦ માં આ આયત શરીફ ઉતરી.

**[વલ યદ રીબના બેખોમોરેહીન્ના, અલા જુયુબેહીન્ના.]**

તરજુમો—તેણીઓને જોઈએ કે પોતાની ઓઢણીઓથી પોતાના ગીરેબાનને યાને કુડતાનો ચાકવાળો ભાગ જે છાતી ઉપર ખુલ્લો રહે છે તે નિત્ય ઢાકી રાખે.

ઉપલી આયત વિષે કરી (ઐનીએ બુખારીની શરાહમો આ સ્થળે નીચે પ્રમાણે લખેલું છે.)

અલ્લામાં ઐની લખી જણાવે છે કે, આ આયત શરીફ એટલા માટે ઉતરી યાને નાઝીલ થઇ કે તેણીઓના કુડતાના ગલાના ચાક ચોડા થતા હતા, જેના લીધે કરી તેણીઓના સીનાનો યાને છતાંનો અંદરનો ભાગ પણ દેખાઈ જતો હતો અને તેણીઓ ઓઢણીને પીઠ તરફ નાંખી દેતી હતી, તેને માટે કરી તેણીઓને છાતીનો ભાગ દેખાઈ જતો હતો માટે હુકમ થયો કે તમારી ઓઢાણીઓ સામે વાળા ખુલ્લા ભાગ ઉપર નાંખ્યા કરો કે જેનાથી કરી તમારી છાતીનો ખુલ્લો ભાગ ઢંકાઇ જયા કરે?

નીકાબ અને બુરાકનો રીવાજ અગરચે હું પહેલાં જે પ્રમાણે લખી આવ્યો છું તે પ્રથમથી ચાલુ હતો પણ મદીના મુન વવરામાં યહુદીઓની સાથે ભાઇ ચારાનો સબંધ થઈ જવાને વિષે કરી પરદાનો રીવાજ કમ થતો ગયો, અકસર સ્ત્રીઓ ચેહરો ખુલ્લો રાખી બહાર નીકલતી હતી. તેના ઉપરથી નીચેલી આયત શરીફ ઉતરી.

## યા ઐયોહન નબીયો કુલ્લે અઝવાજેકા વ બનાતેકા વ નેસાઇલ મુઅમેનીના યુદનીના અલૈહિન્ના મીનજલાબી બેહીન્ના.

ઉપલી આયત શરીફ ઉપર ત્રણ પ્રકારથી વાદવિવાદ થઇ કેશ છે.

(૧) આયતની શાને નુઝુલ શું છે.

(૨) આયતના અર્થ શું છે.

(૩) આ આયત શરીફ નાઝેલ થવા પછી સહાબા [રદી]નો તરીકો અમલ એના ઉપર કેવી પ્રકારનો હતો, શાને નુઝુલ વિષે

કરી તફસીર ઇબ્નિ કસીર જે મોહદ્દ, દસાના તફસીર છે તેમાં આવી રીતે ખુલાસો છે.

મદીના મુનવવરામાં બદમાસોનું ટોળું હતું, જે રાત્રીના અંધારામાં નીકળતું હતું અને સ્ત્રીઓને છેડતું હતું. મદીનાના ઘરો તે વખતે સાંકડા અને તંગ હોવાને લીધે કરી સ્ત્રીઓ પોતાની હાજત રફા કરવાને માટે કરી વાવલે જતી હતી, તે વખતે આ બદમાસો તેણીઓ સાથે બુરો ઇરાદો કરતા હતા. અને જે સ્ત્રીને પીછોડીથી ઢાંકએલી જોતા હતા તો તેને ગૃહણી સમજીને છોડી દેતા હતા અને જેઓને ખુલ્લી જોતા હતા તેણીને દાસી કહેતા હતા. કે, એણીતો દાસી છે, એમ કહી તેણીના ઉપર બળાત્કાર કરતા હતા.

તબકાત ઇબને સાઆદ જે ઘણીજ પુરાની યાને ત્રીજી સદી હીજરીની રચના છે. તેમાં પણ ઉપલા ખુલાસાને મળતો ખુલાસો લખી જણાવેલો છે. તે આ પ્રમાણે છે:—એક મુનાફિક હતો તે મુસલમાન ઓરતોની મશકરી કર્યા કરતો હતો. જ્યારે તેને કહેવામાં આવતું હતું ત્યારે તે તેના જવાબમાં એમ કેહતો કે મેંતો તેણીને લોંડી સમજીને એ પ્રમાણે કર્યું, તે ઉપરથી ખુદાનો હુકમ થયો કે મુસલમાન ઓરતો પોતાની હાલત દાસી જેવી નહી રાખે, અને પોતાની ઓઢણીઓ એવી રીતે ઓઢે કે, માત્ર આંખો વતરોક બધું મોઢું ઢંકાઇ જાય.

આ બધા ખુસાલા ઉપરથી એમાંની ખાસ એક બાબતને યાદ રાખવું જોઇએ કે ઇબ્ને કસીરના ખુલાસાથી આટલું તો જણાઈ ગયું કે અરબ દેશમાં ગૃહણી સ્ત્રીઓ અને દાસીઓના લીબાસોમાં ફરક હતો યાને ગૃહણી સ્ત્રીઓ ઓઢણીથી પોતાનું મોઢું છુપાવતી હતી અને ઇસ્લામ પ્રગટ થવા પ્રથમના કવીઓની કવીતા ઉપરથી પણ એજ બાબત જણાઇ આવે છે. અને સાબેત થાય છે. જેમકે આગળ લખા મુજબ જહાલતના ઝમાનાનાં કવી સીરત બીન ઉમર ફકસીએ કહેલું છે કે....

તમારી પત્નીઓના મોઢાઓ લડાઈના મેદાનમાં ખુલેલાં હતાં. એટલા માટે કરી તેણીઓ દાસીના જેવી દેખાતી હતી. જોકે તેણીઓ દાસી નહી હતી.

પરદા વિષે કરીને જે આગળ આયત શરીફ લખવામાં આવેલી છે. જેના ઉપરથી આ બધી વાદવિવાદ થઈ તેમના બે શબ્દોના અર્થ વિષે કરી કાંઈ હજુ વાદવિવાદ થઈ શકે છે. તે આ છે— જીલબાબ અને ઇદના જીલબાબના અર્થ વિષે કરી જોકે પાછલા લોકોના વચનો નકલ કરવામાં આવેલા છે, પણ ખરી અને તાહકીક કીધેલી હકીકતો એજ છે. જે જીલબાબ એક પ્રકારનો બુરકો અથવા ચાદર હતી જે બીજાં કપડાંઓ કરતાં ઘણીજ વિશાળ અને પોહળી હતી જેનાથી કરી તે બધા કપડાઓ ઉપર પરદા તરીકે ઓઢવાના કામ માટે વાપરવામો આવતી હતી. જે પ્રમાણે આજકાલ તુરકી ખાતુનો બીજા બધા કપડાઓ પહેરીને તેની જીનત છુપાવવા માટે ફરાજા નામનો બુરકો વાપરે છે.

તફસીર અમ્માદ બીન કસીરમાં લખેલું છે કે, જીલબાબ તે ચાદરને કહે છે. કે ખુમાર યાને જે ઓઢણીના ઉપર ઓઢવામાં આવે છે. તેમજ નીચે જણાવેલા સાહેબોનો મત પણ એજ પ્રમાણેનો છે.

**૧ અબદુલ્લા બીન મસઉદ, ૨ ઓબેદા, ૩ હસનબશરી ૪ સઈદ બીન જબીર ઈબ્રાહીમ ન. ખ. ઇ. ૫ અતા ખુરસાંની** ઇત્યાદિ સાહેબો પણ જીલબાબના એજ અર્થ કરે છે.

હવે રહ્યો બીજો શબ્દ ઇદનાઅ તોઇદના અને જીલબાબના અર્થો વિષે તમામ મુફસસરીનો કે જેઓ ફને લુગતના પણ ઇમામ હતા. ચેહરો છુપાવવા વિષેનાજ અર્થ લખી જણાવે છે.

હજરત અબદુલ્લા ઇબને અબ્બાસ જેવણ આપણા હજરત મોહમ્મદ પેગમબર (સલ્લ) ના સહાબી અને ફને તફસીરમાં

તમામ સહાબાઓ ઉપર માન ધરાવતા હતા તેવાઓનો કોલ તફ્‌સીર ઇબને કસીરમાં અલી ઇબને તલહાથી રીવાયત કરે છે કઃ—

## તરજુમો.

ખુદાએ મુસલમાન ઓરતોને હુકમ કર્યો છે કે જ્યારે તમો ઘરમાંથી જે કાંઇ કામ માટે નીકળ્યા કરો તો માથા ઉપરથી ઓઢણી ઓઢીને ચેરો છુપાવી લીયા કરો. માત્ર એક આંખોજ ખુલી રાખો.

આ સ્થળે છેવટે હું મારૂં લખાણુ પુરૂં કરતાં મારા તે નવજુવાન બંધુઓને જેઓએ સુધરેલા ઢબની કેલવણીથી કેળવાઇને પોતાને પોતે પ્રવીણુ મુસલમાન સમજે છે. અને કહે છે કે ખલીફાઓના વખતમાં યાને આપણા હજરતની વફાત પછી પણુ પડદાની રૂઢીનું નામો નીશાન નહી હતું એતો પાછળથી રીવાજ પડતો હતો કેહવાવાળાંઓને શું હજુ પણુ કાંઇ શંકા બાકી છે?

માત્ર પરદા વિષે હજરત મૌલાના રશીદ અહમદને
પુછવામાં આવેલો સવાલ અને તેના જવાબનું ભાષાંતર

## સવાલ.

સ્રીઓના કયા કયા અવયવોનો શરીઅતના હુકમ પ્રમાણે ઢાંકવા વિષેનો હુકમ આવેલો છે. અને કયાં કયાં નહી. પારકી સ્રીઓને પારકા પુરૂષોથી કયા કયા આજાઓ છુપાવવા જોઇએ અને કયા કયા નહી એનો હવાલો કિતાબ અને દાખલા દલીલો સહીત લખી જણાવશો.

બીજું એ જે કુરઆન શરીફમાં તો "વ કરના ફી બોયુતે કુન્ના"થી મુરાદ યાને હેતુ તો સ્રીઓને ઘરમાં રહેવા વિષેનો

જણાયલો છે, અને વળી તે પણ ખાસ કરી આપણા હજરતની પવિત્ર બીબીઓ માટે છે માટે કરી બીજી સ્ત્રીઓ એમાં કેવી રીતે દાખલ થઈ શકે છે કેમ જે એનાથી કાંઈ થોડી આગળ આ આયત શરીફ આવેલી છે.

## યા નીસાઅન નબીએ લસતુન્ના ક અ હદીમ મિનન નીસાએ

તેમજ એના વતરોક બીજી જે આયતો પરદા વિષેની કુરઆન શરીફમાં જે આવેલી છે એનાથી બહાર નહી જવા વિષેનું લખાણ તો કાંઈ નહી જણાતું તેમજ આપણા હજરત રીસાલતપનાહ એ તો સ્ત્રીઓને બહાર જવાની રજા આપેલી છે, જેમ કે મુસલીમ અને બુખારીમાં મોજુદ છે કે ઔરતો નમાઝમાં જમાઅતની સાથે દાખેલ થતી હતી અને અરબ દેશમાં હમણા લગણ પણ એજ રિવાજ છે અને ફોકોહોઓના લખાણથી પણ એજ પ્રમાણે જણાય છે કે ઔરતોનો ચેહરો અને હાથ એ શતરમાં દાખેલ નથી. તો આ હુકમ પ્રમાણે તો ઔરતો ખુલ્લે ચેહરે બહાર નીકળી શકે છે અને કીયાસ પણ એજ કબુલ રાખે છે કે ઔરતો ચેહરો ખુલ્લો રાખીને બહાર ફરે હરે નહી, તો તેણીઓને પોતાની હાજત રફા પુરી કરવાને માટે ઘણી અશકલ થઇ પડશે, માત્ર આનો જવાબ ખુલાસાવાર દાખલા દલીલો સહીત મલવો જોઈએ.

---

## અલ, જવાબ.

---

### શરૂ અલ્લાહના નામથી.

આજાદ યાને સ્વતંત્ર ગૃહણી સ્ત્રી માથાથી લઇને કે પગના નખ

સુધી, ઔરત છે, યાને ઔરતના શબ્દના અર્થ એ થાય છે કે પોશીદા કરવું. છુપાવવું એટલાજ માટે કરી સ્ત્રીને ઔરત કહેવામાં આવેલી છે અને તેનુ કુલ શરીર ઉપર કહેવા મુંજબ છુપાવવાના કાબીલ છે તેના લીધે કરી તેના ઉપર શહુવતની નીગાહુથી નજર કરવું હરામ છે તેમજ તમોને શંકા થાય જે તેના તરફ જોવાથી શહુવતનો ગલબો થાશે તો તેવી હાલતમાં સ્ત્રીનું પોસીદા યાને પરદાથી રહેવું વાજેબ છે મગર જરૂરતના વખતે કે જેના વગર ચાલીજ નહી શકતું તે વખતે ચેહરો ખુલ્લો રાખવાને છુટ આપવામાં આવેલી છે. હવે રહ્યું એ કે, તમારા તે સવાલનો જવાબ કે આમ સ્ત્રીઓને માટે પરદા વિષેનું કયાં લખેલું છે અને તે કેવી રીતે દાખેલ થઇ શકે છે ! તેનો જવાબ નીચે પ્રમાણે છે કે સુરેનુરના ચોથા રૂકુમા અલ્લાતઆલા ફરમાવે છે.

## તરજુમો.

કહીદો અય મારા હબીબ, મોમીન મરદોને કે પોતાની આંખો બંધ કરે અને રોકી રાખે યાને પારકી સ્ત્રીઓ ઉપર નીગાહ કરવાથી અને તેમજ પોતાની પેશાબગાહોની સંભાળ રાખે. અને એજ પ્રમાણે મોમીન ઔરતોને પણ કહીદો કે પોતાની આંખો બંધ રાખે પુરૂષોને જોવાથી અને પોતાની ખાસ જગ્યાઓની સંભાલ રાખે.

મજકુર આયત શરીફમાં પ્રથમ હુકમ મરદોને કર્યો કે પોતાની નેત્રો બંધ કરો અને તમારી શરમગાહઓની સંભાળ કરો મજકુર આયત શરીફમાં પ્રથમજ ખુદાપાકે આંખો બંધ કરવા વિષેનો શબ્દ માત્ર ઇરશાદ ફરમાવેલો છે. નકે તેની સાથે એવી સરત રાખેલી છે કે ફલાણો અમુક અવયવ નહી જોવા માટે તમારી આંખો બંધ કરો. આથી સાફ ખુલી રીતે સાબેત થાય છે કે સ્ત્રીના કોઇપણ અવયવને સહુવતની નીગાહથી જોવું હરામ છે, અને તેમાં ખાસ કરી મુંખ મંડળ યાને ચેહરો જે

સ્ત્રીના આખા શરીરમાં સૌથી વધુ સુંદર છે તે ખુદાપાકે ખાસ તેના હાથે બનાવેલી છે ગોયા સાંચામાં ઢાળી દીધેલી છે મતલબ આથી સાર એ નીકળ્યો કે સ્ત્રીઓએ પારકા પુરૂષની આગળ ખુલ્લા મોઢે રહેવું મોટું જોખમ ભરેલું કાર્ય છે જેનાથી ખોફ છે કે ફીસાદ ઉત્પન્ન થાય.

બીજુ આ મજકુર આયત શરીફથી એ પણ સાબેત થાય છે કે પારકી સ્ત્રીના કોઇ પણ અવયવને પારકા પુરૂષે યાને નામહરમ જોવું જીના યાને હરામખોરી કરવાના તરફ ખેંચાણ કરે છે. દાખલા તરીકે એક પારકી સ્ત્રીના મેહદી લગાડેલા હાથ અને પગ નજરે પડયા તો જરૂર છે કે તે તરફ પુરૂષનું ખેંચાણ થશે એવીજ રીતે બીજા અવયવનું પણ સમજી લેવું. અને એવી બાબતોથી દરેક પુરૂષોનું બચવું મુશકેલ છે એટલાજ માટે કરી જનાબ રીસાલત મઆબ (સ્વ્લ) એ પણ નામહરમ મરદની સાથે યાને જેની સાથે શરીઅતના હુકમ પ્રમાણે નીકાહ થઇ શકે તેની સાથે એકલાપણામાં જ્યાં કોઇ નહી હોય ત્યાં બેસવું હરામ ફરમાવેલું છે. નકલ કરવામાં આવેલું છે કે શેતાન એ જનાબ હજરત મુસા (અલે) ને એક કીસ્સામાં એવી વાત દેખાડેલી છે કે, જ્યારે નામહરમ સ્ત્રી અને નામહુરમ મરદ બન્ને જ્યારે એકલાપણામાં માત્ર એકઠા થાય છે ત્યારે હું એક બીજાની સાથે ગુનોહ કરાવવા માટે મારી પુરતી યુકિત ખરચ કરૂં છું અને એજ પ્રમાણે આ તો ખુલ્લું છે કે સ્રી અને પુરૂષમાં એક બીજાની તરફ સ્વભાવિક રીતે ખેંચાણ થાય છે. માટે કરી આવી સ્થિતીમાં સ્ત્રીને બેપરદગીથી રહેવુ મોટું ભય ભરેલું છે. માટે કરી એક બીજાને નહી જોવા માટે કરી આંખો બંધ કરવાનો હુકમ ખુદાપાકે ફરમાવ્યો અને અને આગલ જતાં બીજી જગ્યાએ એ વિષે કરી સાફ ખુલ્લો હુકમ કીધેલો છે કે:

## યા ઐયોહન નબીયો કુલ્લે અઝવાજેકા વ બનાતેકા વ નેસાઇલ મુઅમેનીના યુદનીના અલૈહીના મીનજલાબી બેહીન્ના.

જુઓ સુરે. અલએહઝાબ રૂકુ આઠમો.

તરજુમો.

ઐય મારા હબીબ, તમારી પત્નીઓને તથા મુસલમાન સ્ત્રીઓને કહી દો કે તમો તમારી ઓઢણી ઓઢયા કરો.

સાહેબે કશશાફ મજકુર આયત શરીફના સ્પષ્ટી કરણ અર્થનું વર્ણન કરતા કહે છે કે, યુદનીના અલૈહિન્ના મીન જલાબીબેહીન્નાનો ખુલાસાવાર ભાવાર્થ એજ થઇ શકે છે કે તમારી ઓઢણીઓને લટકાવો અને તમારા ચહેરાને છુપાવી દો * આ ઉપરથી સૂર્યનું જેમ પ્રકાશ થઇ ગયું કે તમામ મોમીન સ્ત્રીઓને ઘરમાં બેસવું ફરજ છે, બહાર નીકળવું ગુનાહ (પાપ)નું સાધન છે અને ફીતનો ફીસાદ થવાનો અંદેસો યાને ડર રહે છે, કેમકે જ્યારે સ્ત્રી બહાર નીકળે તો એક બીજાને નહી જોવા માટે આંખો બંધ કરી લેવી એ બહુજ મુશકેલનું કામ છે. એટલાજ માટે જનાબ રીસાલત (સલ)એ ફરમાવ્યું કે સ્ત્રી માથાથી તે પગ સુધી સતર છે યાને છુપાવવાને યોગ છે, કેમકે જ્યારે બહાર નીકળે છે ત્યારે તેણીની સાથે શેતાન ગુનાહ કરાવવા માટે તઇયાર રહે છે. આ આપના ફરમાનથી પણ સાફ ખુલી રીતે જણાય છે કે સ્ત્રીઓનું કુલ બદન છુપાવવાને લાયક છે, એજ પ્રમાણે બીજી જગ્યાએ ઉમ્મે સલમા (રદી)થી રીવાયત છે તેવણ સાહેબ ફરમાવે છે કે, હું અને મેમુના (રદી) હજરત

---

* ઉપલા લખાણમાં આવેલા શબ્દ જલાબી બેહીન્નાનું વર્ણન પૃષ્ઠ ૭-૮ માં પણ ખુલાસાવાર દલીલો સાથે આવેલું છે તે જુઓ.

(સલ)ની સેવામાં બેઠી હતી અને એવામાં અબદુલાહ ઇબને ઉમ્મે મકતુબ આંધળા પધાર્યા, ત્યારે આપે હુસોને હુકમ કર્યો કે તમો એનાથી પરદાની આડમાં થઇ જાઓ. ત્યારે હુસો બન્નેમાંથી મેમુનાએ અરજ કરી કે યા રસુલુલ્લાહ (સલ) શું એવણ આંધળા નથી? ન તો એવણ અમોને જોઇ શકે છે ન તો એવણ અમોને ઓળખી શકે છે. ત્યારે આપે ફરમાવ્યું કે એવણ આંધળા છે પણ તમો તો આંધળી નથી! સાર એ જે આ હદીસ શરીફમાં સ્ત્રીઓને પુરૂશો તરફ નહી જોવાને માટે કરી કેટલી બધી બીક યાને ધાસ્તી બતાવેલી છે. છેવટે ઉપલા વર્ણનને લગતી આ એક બાબત રહી ગઇ કે સાએલે સવાલ કર્યો હતો કે. વકરના ફી બોચુંતે કુન્નાશી મુંરાદ તો હજરત (સલ)ની ખાસ પવિત્ર બીબીઓને ઘરમાં રહેવા વિષેનો છે તો તેના જવાબમાં મૌલાના સાહેબ લખી જણાવે છે કે, આ આયતે શરીફ જો કે આપની પવિત્ર બીબીઓને માટે ઉતરી પણ તેના ઉપર અમલ કરવાનો હુંકમ આમ ઉમત સ્ત્રીઓ પર પણ છે. એનું ખુલાસાવાર બયાન એવી રીતે છે કે, જ્યારે ખુદાપાકે ઇરશાદ કર્યો કે, ઓ નબીની પત્નીઓ જે કોઇ તમોમાંથી ખુલ્લી રીતે બેહયાઇનું કામ કરવા ચાહે તો તેને ડબલ સજા કરવામાં આવશે અને અલ્લાહપર એ બાબત સહેલી છે યાને તમો નબીની પત્ની થવાને લીધે કરી કાંઇ અલ્લાહને અજાબ કરવાથી રોકાણ નથી અને જે કોઇ તમારામાંથી તાબેદારી કરે અલ્લાહ અને રસુલની અને સારા કામો કરે તો તેના બદલામાં તેને સવાબ પણ ડબલ મળશે અને અમોએ તેનો સરસ બદલો આખેરતના દીવસે તૈયાર કીધેલો છે. આ ઉપરથી શંકા એ થાય છે કે એવણને ડબલ અજાબ અને સવાબ કેમ થાય છે તો તેની શંકા દુર કરવાને માટે હુકમ થાય છે કે,

## લસતુન્ના કઆહદીમ મીન્નનીસાએ.

તરજુમો–કેમ જે તમો માનવંતી પવીત્ર બીબીયો યાને અહલેબેત નબી [સવ]ની છો તો તમોને સવાબ અને અજાબ બીજી સ્ત્રીઓ કરતાં બમણો થવો જોઇએ, અને મોટો ગુનોહ મહાત્માઓથી નહી થાય એમ થઇ શકે છે, કેમ જે મહાત્મા-ઓમાં સેવા બજાવવાનો ભાગ અને નિતિ પણું વધુ રહે છે અને એમાં પણ એક બાબતની શંકા રહે છે કે, અમો તો મહાત્મા અને અહલેબેત નબી (સલ) છીએ તો અલ્લાહ તઆલાએ શંકા દુર કરવાને ઇરશાદ ફરમાવ્યું કે એનીત તકૈં તુન્ના ફલા તખદાના બિલ્કૌલે, યાને તમને પરેજગારી અને તકવો વધુ જરૂરત છે અને તેમજ તમો અલ્લાહના કોપથી બીહો છો અને અલ્લાહના ક્રોધથી બચવા ચાહો છો તો વાતચીત એવી પ્રકારની ન કરો કે જેનાથી સામેવાળાના દીલમાં વ્યભિચારી ભાવ આવી જાય અને જેનાથી પ્રીતનો ઉત્પન્ન થાય અને એવી વાતચીત ગુનાહનું મૂળ થઇ પડે અને ઉમ્મત ઉપર પણ એ બાબત પ્રગટ છે કે આવી સ્ત્રીઓને પણ એવી રીતે વાતચીત કરવાની મનાઇ છે. સામેવાળા પુરૂષના દીલમાં તેના તરફથી ચાહત પેદા થાય એટલાજ માટે કરી ઇરશાદ થએલો છે કે ઓરતનો અવાજ પણ પરદામાં દાખલ છે યાને વગર કારણુસર કોઇ સાથે યા કારણુસર નરમાસ ભરેલી મીઠી મીઠી વાતો કરવી હરામ છે, પણ હા, જ્યારે કામ પડે તો સખતીને સાથે સાદને ભારે બનાવી કરડી નીગાહથી વાત કરે અને સામેવા-ળાના દીલમાં પ્રીતનો ફીસાદ થવા પામે નહી. વળી સાથે આ હુકમ થાય છે કે, **વકરના ફીબોયુ કુન્ના વલા તબરજનાં તબરરો જલ જાહોલીયતીલ ઉલા.**

તરજુમો–યાને તમો તમારા ઘરોમાં ઠરેલપણાથી રહો અને અજ્ઞાન યાને આગલા જહાલીયતના ઝમાના મુજબ બનાવ

સીંગાર કરીને પારકા પુરૂષોને દેખાડતી ન ફરો અને **વઆકીમ નસ સલાતા વઆતીનઝ ઝકાત વા તે અનલ્લાહા વર સુલોહુ** યાને નમાઝ પડો અને ઝકાત આપો અને અલ્લાહ તથા તેના રસુલની ફરમાબરદારી કરો.

છેવટે સાર એ જે એવી કેટલીક આયતો છે જેનો હુકમ હજરતની અહલેબેતને માટે આવેલો પણ તેના ઉપર અમલ કરવાનો આમ હુકમ છે.

**અલ જાહેલીયતીલ ઊલા** જેનો તરજુમો ઉપર બયાન થઇ ચુકયો, કેમજે જહાલીયતના ઝમાનામાં એવીજ રીતે થતું હતું કે વગર જરૂરતે બનાવ સીંગાર કરી સ્ત્રી બહાર ફરતી હતી અને એક બીજામો પારકા પુરૂષ સાથે વાતચીતમાં હસી મશ-કરી કરતી અને ધ્વનિ કરવાવાળુ ઝેવર પહેરતી હતી. જેનાથી તે વ્યભિચારી બાબતો થતી હતી. આ પ્રમાણેથી બહાર સ્ત્રી-ઓનું નીકળવું હરએક અકલમંદ મોમીન જાણી શકે છે કે આમ મુસલમાન સ્ત્રીઓને પણ હરામ છે એમાં કાંઇ નબી (સલ)ની પવિત્ર બીબીઓ માટે ખાસપણું નથી, માટે આ કામ ત્યાં લગણ નહી થઇ શકતું કે સ્ત્રીઓ ઘરમાં બેસે નહી અને જો અગર તેવું બહુજ અગત્યનું કામ આવી પડે કે જેના વગર ચાલીજ નહી શકતું તો તેને માટે છુટ આપવામાં આવેલી છે પણ બહાર નીકળતી વખતે બનાવ સીંગાર નહીં કરે પોતાના બદનને પરદાદારી યાને બુરકામાં ઢાકેલું રાખે અને બુરકો પણ ફેસીનેબલ નહી હોવો જોઇએ. બલકે મેલો કચોલો એક સાદાં કપડાનો હોવો જોઇએ. કારણ કે ફેસીનેબલ અને ફેન્શી બુરકાનું હોવું એ પણ ઝીનતમાં દાખેલ છે અને ઝીનતથી પણ ફીતનો ઉત્પન્ન થાય છે માટે કરી દરેક મુસલ-માન સ્ત્રીઓને જેમાં ફીતનો ફીસાદ અને વ્યભિચારી બાબતો થવાનો ખોફ હોય એવી બાબતોથી બચતા રહેવું જોઇએ તોજ તે પતિવ્રત કહેવાશે.

છેવટે બાકી રહી તે સવાલની બાબત કે નબી સાહેબે મસજીદમાં આવવા વિષે અને નમાઝ પડવા વિષે હુકમ ફરમાવેલો છે તો તેનો ખુલાસો આ છે કે સાથે આપે આમ પણ ફરમાવેલું છે કે,

કાલન નબીઓ (સલ્લા) લા તમનઉ નોસાઅકુમ મસાજેદા વ બોયુત હુન્ના ખેરૂલ લહુન્ના.

તરજુમો—યાને તમારી સ્ત્રીઓને મસજીદમાં આવવાંથી રોકો નહી પણ એણીઓને મસજીદમાં આવવા કરતાં ઘરમાં નમાઝ પઢવી બેહતર છે.

ઉપલી હદીસ શરીફથી સાફ ખુલ્લી રીતે માલુમ પડે છે કે સ્ત્રીઓનું બહાર જવું એ ફીતના ફીસાદથી ખાલી નહી એટલાજ માટે કરી પાછળથી આપે કહ્યું કે મસ્જીદમાં જવા કરતાં એણીઓને ઘરમાં નમાઝ બેહતર છે અલ્લાહના નબીનું કલામ કદી ખોટું થઇ શકતું નથી માટે દરેક મુસલમાનોને વીચાર કરવાનો છે કે, ખરી વાત અલ્લાહના રસુલની કે આજકાલના આપણા આ નવી કેળવણી પામેલા બંધુઓની.

## પરદા વિષે કરી બીજી પરચુરણ હદીસો

(૧) હજરત ઉકબા બીન આમેર (રદી)થી ફરમાવ્યું જનાબ રસુલે ખુદા (સલ) એ કે સ્ત્રીઓ પાસે આવજાવ કરવાથી બચાવ કરો. ત્યારે એક માણસે આપને પુછયું કે, યા રસુલ અલ્લાહના દેવરનાના હકમાં આપ શું ફરમાવો છો ? યાને દેવર પોતાની ભાભી પાસે જાય તો કેમ ? તો આપે ફરમાવ્યું કે એ તો પુરૂં વિષે છે. મીશકાત શરીફ.

(૨) હજરત ઉમર [રદી૦]થી રીવાયત છે કે ફરમાવ્યું રસુલે ખુદા (સલ) એ કે, જ્યારે કોઇ પુરૂષ સ્રીને સાથે ખાલી જગ્યામાં બેસે કે જ્યાં આ બન્ને સીવાય કોઇ નહી હોય તો ત્યાં ત્રીજો શેતાન જરૂર હશે. મીશકાત.

(૩) હજરત, આએશા (રદી૦)થી રીવાયત છે કે એક સ્રીના હાથમાં કાગળ હતું તેણે પરદાના પાછળથી, નબી (સલ)ને દેવાને માટે હાથ લાંબો કર્યો.

આ હદીસ ઉપરથી તો સાફ ખુલ્લે ખુલ્લુ એ પણ જણાઇ આવે છે કે તે વખતની બીબીઓ યાને સ્ત્રીઓ નબી સાહેબથી પણ પરદો કરતી હતી. અલાહો અકબર વીચાર કરવાની વાત છે.

છેવટે હું મારા દરેક મોમીન મુસલમાન ભાઇઓની પત્નીઓ માટે તેમજ આએન્દા થવાવાળી તેવણુની હોનહાર પુત્રીઓ માટે ખુદા પાકથી દુવા ચાહું છું કે સર્વને તું ઇસ્લામી પરદા ઉપર અમલ કરવાની નેક તોફીક આપ આમીન.

સર્વેથી છેવટે મારા વાંચક વર્ગની સેવામો આજકાલના ચાલુ રસીમ પડદા વિષે કરી કાંઇ સુચના રૂપિ લખાણ કરવાને રજા લેતા લખી જણાવીએ છું કે આજકાલ જે આપણા દરેક મુસલમાન ભાઇઓમાં તેમજ આ જગતની રચના અને રૂઢિના નિયમ મુજબ જે આપણે દરેક મુસલમાનો જુદી જુદી જ્ઞાતિના નામોથી ઓળખાઇએ છીએજ તે પ્રત્યે આપણી મુસલમાન દરેક જ્ઞાતિના બૈરાઓ તેમજ યુવાવસ્થામાં આવેલી છોકરીઓ જે પરદો કરે છે તે માત્ર પોતીકા જ્ઞાતિનાજ પુરૂષોથી પરદો કરે છે. બાકીના બીજી જ્ઞાતિવાળા તેમજ મુસલમાન વતરોક બીજી કોમોના પુરૂષોથી પરદો નહી કરવામાં આવે તો એનું શું કારણ છે તે હું કહી શકતો નથી માટે કરી એ બાબત વિષે હું કાંઇ

થોડું ઘણું લખી જણાવું છું કે પરદા વિષેનો હુકમ આપણા પવિત્ર ઇસ્લામ ધર્મમાં દરેક સ્ત્રીઓ માટે પોતીકા (માહરમ) યાને જેની સાથે નીકાહ કરવા હરામ છે તેના વતરોક દરેક પુરૂષ એક સરખોજ હુકમ રાખે છે પછી તે કોઇ પણ ધર્મ યા જ્ઞાતિનો પુરૂષ હોય તેનાથી પરદો કરવા ફરજ છે માટે કરી આપણે દરેક મુસલમાન ભાઇઓએ એ વિષેનો પુરતો બંદોબસ્ત અને ખ્યાલ રાખવો જોઇએ કેમજે આજકાલનો ઝમાનો ફીતનો અને ફસાદથી ભરપુર છે. માટે કરી જો આપણે એનો પુરતો બંદોબસ્ત નહીં રાખીશું તો એમાં આપણીજ મોટી હાનિ છે છેવટે હું આશા રાખુ છું કે મારા દરેક મુસલમાન ભાઇઓ એ વિષે કરી પુરતો બંદોબસ્ત કરવાને નિત્ય જેમ બની શકે તેમ પ્રયત્ન કરતા રહેશે તો તેમાં આપણીજ દીન અને દુન્યાની બેહતરી છે.



# ગુજરાત અને વોહરા—કોમના ઇતિહાસનું સાકળયું.

ગુજરાતવાસી મુસલમાન ભાઇઓ જેમ બને તેમ મજકુર પુસ્તક જલદી વીપીથી અથવા મની ઓડરથી કીંમત મોકલીને મગાવી લો કારણ કે મજકુર પુસ્તક છપાઇ પ્રગટ થવા પહેલા જે સાહેબોએ નામો નોંધાવેલા હતા તેઓને નામે પોસ્ટેજથી વીપી કરી દેતા ઘણી થોડી નકલો બાકી રહી ગએલી છે. જે ખપી જવાથી ઇતિહાસિક પુસ્તકોના વાંચનાર શોખીનોને બીજી આવૃતી છપાઇને પ્રગટ થશે ત્યાં લગણ વાડ જોવી પડશે નીચે લખી જણાવેલું સાકળયું મેહેરબાની કરી શરૂથી કે છેવટ સુધી એકવાર વાંચી જવાને તસ્દી લેશો.

## પ્રસ્તાવનાનું સાકળયું.



### પ્રકરણ ૧ લાનું સાકળયું.

